ઋષિરાજ મહારાજની બનાવેલી

# બોધ ચિંતામણી.


છાપી પ્રસિદ્ધ કરનાર.

હરિભાઈ દલપતરામ પટેલ.

ઠે. શાહપુર—અમદાવાદ.



સોલ એજન્ટ:-

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

ઠે. પાનકોર નાકા—અમદાવાદ.

આવૃત્તિ ૫ મી. પ્રત ૪૦૦૦.





સંવત ૧૯૭૬. સને ૧૯૨૦

કીંમત રૂ. ૦-૮-૦

ઋષિરાજ મહારાજની બનાવેલી

# બોધ ચિંતામણિ.

છાપી પ્રસિદ્ધ કરનાર.

હરિભાઈ દલપતરામ પટેલ.

ઠે. શહાપુર—અમદાવાદ.

સોલ એજન્ટઃ—

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

ઠે. પાનકોર નાકા—અમદાવાદ.

આવૃત્તિ ૫ મી. પ્રત ૪૦૦૦.

સંવત ૧૯૭૬. સને ૧૯૨૦.

કીંમત રૂ. ૦—૮—૦

# અનુક્રમણિકા.

| નંબર. | વિષય. | પૃષ્ટ. |
|---|---|---|
| ૭૦ | દોહલી વેળાના બેલી દીનાનાથ દાતા. ... ... | ૧૧૬ |
| ૭૧ | ધન્ય ધન્ય સમજણુરે જનકરાયની. ... ... | ૧૩૮ |
| ૭૨ | ધન્ય ભાગ્ય આનંદસાગર છોળે ચઢયો. ... ... | ૧૫૬ |
| ૭૩ | ધર્યો મ્હેલ જોને થઇ ગઇ ગોડી. ... ... ... | ૧૧૬ |
| ૭૪ | ધન્ય ગોપીચંદરે વૈરાગને. ... ... ... | ૧૩૭ |
| ૭૫ | ધન્ય ગોપીજનરે પ્રેમપણે હદ વાળી. ... ... | ૧૩૭ |
| ૭૬ | ધીરજ ધરને અરે અધીરા. ... ... ... | ૫૫ |
| ૭૭ | ધીરજ રાખે તેને ધન્ય છે. ... ... ... | ૫૭ |
| ૭૮ | ધીરજ સંતોનેરે ધીરજ રાખી. ... ... ... | ૧૩૬ |
| ૭૯ | નથી જાણુતો એકાદશીનું નામરે. ... ... ... | ૬૦ |
| ૮૦ | નમો નમોજી હરિજનના હિતકારીરે. ... ... | ૧૦૦ |
| ૮૧ | નરતન ગોકુળમાં ગિરધારી. ... ... ... | ૧૨૮ |
| ૮૨ | નરતન નગરીમાં મન ભાઇ રીસાઇ. ... ... | ૯૪ |
| ૮૩ | નરનારાયણુ નરનારાયણુ જપરે. ... ... ... | ૧૪૫ |
| ૮૪ | નરનારાયણુ નરનારાયણુ જીભલડી.... ... ... | ૧૪૫ |
| ૮૫ | નવ જાય ઝબકડીથી જામની. ... ... ... | ૧૦૫ |
| ૮૬ | નહિ કરૂં નહિ કરૂં નહિ કરૂં. ... ... ... | ૧૪૦ |
| ૮૭ | નહિ ભરૂં નહિ ભરૂં નહિ ભરૂં. ... ... ... | ૧૪૧ |
| ૮૮ | નારાયણુ નર નારાયણુરે.... ... ... ... | ૪૨ |
| ૮૯ | નાવડી નાવડી નાવડીરે. ... ... ... ... | ૧૭ |
| ૯૦ | નિશ્ચે રહેવું નથીરે માથે મોત. ... ... ... | ૧૦ |
| ૯૧ | નિર્મળ સુંદર સંતોનાં નેણાં. ... ... ... | ૧૫૮ |
| ૯૨ | નૈષ્ઠિક બ્રહ્મચારી નારદજી. ... ... ... | ૭૩ |
| ૯૩ | નવરાયે નાણું નવખંડનું.... ... ... ... | ૨૯ |

## સાખીઓ.

સત્ય વચન આધીનતા, પરસ્ત્રી માત સમાન;
એટલું કરતાં હરિ ના મીલે, તો તુલસીદાસ જમાન. ૧
તુલશી યે સંસારમેં, ભાત ભાતકે લોક;
સબસે હીલોમીલી ચાલીએ, નદી નાવ સંજોગ. ૨
ઉંચા કુલ કીસ કામકા, જ્યાં નહિ હરિકો નામ;
તુલસી સુપચ ભલો, જીસ મુખ હરિકો નામ. ૩
તુલસી પંછી પીનેસે, ઘટે ન સરિતા નીર;
ધર્મ કીએ ધન ના ઘટે, સહાય કરે રઘુવીર. ૪
તુલસી ગરીબ ન સતાવીએ, બુરી ગરીબકી હાય;
મુવા ઢોરકે ચામસે, લોહા ભસ્મ હો જાય. ૫
રામ નામ સબ કોઇ કહે, ઠગ ઠાકોર ઓર ચોર;
વિના પ્રેમ રીઝે નહિ, તુલસી નંદકીશોર. ૬
તુલસી નીચે જનસે, બને ન ઉંચો કામ;
મઢત નગારા ના બને, ચુવા કેરે ચામ. ૭
તુલસી તલપ ન છોડીએ, નિશ્ચે લીજે નામ;
મનુષ્ય મજુરી દેત હે, કયું રખેગા રામ. ૮
તુલસી તબમેં જાનીયો, બડા ગરીબ નીવાજ;
મોતી કણ મોંઘા કીયા, સોંઘા કીયા અનાજ. ૯
તુલસી સમય વહી ગયો, જાણ્યા નહિ જુગદીશ;
જનની જણતાં નાડ કટી, તેં કયું ન કાટયો શીશ. ૧૦
એક ઘડી આધી ઘડી, આધીમેં પણ આધ;
તુલસી સંગત સાધુકી, કટે કોટી અપરાધ. ૧૧

ચલતી ચકીમેં પીસાતે, તુલસી કહે સબ લોક;
કોઇ વીરલા સંત રહ ગયા, પરિગ્રહ કીલકી ઓટ. ૧૨
દયા ધર્મકો મુળ હે, પાપ મુળ અભિમાન;
તુલસી દયા ન છાંડીયે, જબલગ ઘટમેં પ્રાણ. ૧૩
આવ નહિ આદર નહિ, નહિ નેનનમે નેહ;
તુલસી વા ઘર ન જાઇએ, મર કંચન વરસે મેહ. ૧૪
આવ હુય આદર હુય, હુય નેનનમે નેહ;
તુલસી વા ઘર જાઇએ, મર ભાલા વરસે મેહ. ૧૫
તુલસી સીતારામકું, રીઝ ભજો કે ખીજ;
ઉલટા સુલટા વાવીએ, જયું ખેતરમેં બીજ. ૧૬
તુલસી કીડા લીમકા; ચખા ચાહે ખાંડ;
મન ચાહે વૈરાગકું, ઘરકું ચાહે રાંડ. ૧૭
તુલસી વશીકરણ મંત્ર હે, તજીએ વચન કઠોર;
મીઠી મીઠી બાતહે, વશીકરણ નહિ ઓર. ૧૮
કૃષ્ણ કૃષ્ણ સબી કહે, અજોધ્યાકે સબ કોઇ;
તુલસી બ્રજમે આયકે, કયા રામસે બેર હોઇ. ૧૯
મોર મુગટ નીચે ધરો, કીટ મુગટ ધરો શીશ;
ધનુષ્ય બાણ હસ્તક ધરો, તોં તુલસી નામે શીશ. ૨૦
કયા કહું છબી આજકી, ભલે બીરાજો નાથ;
તુલસી મસ્તક જબ નમે, ધનુષ્ય બાણ લો હાથ. ૨૧
કીત મોરલી કીત ચંદ્રીકા, કીત ગોપીઅનકો સાથ;
અપને ભકતકે કારણે, શ્રીકૃષ્ણ ભયે રઘુનાથ. ૨૨



# બોધ ચિંતામણી.

## મંગળ પદ—રાગ ધોળ.

જીરે મંગળકારી મુર્તી મોદકકેરા ભોગીરે,
સિદ્ધિ બુદ્ધિ કેરા નાવલિયા;
શુંઢાળા સોનાનો સુરજ ઉગિયોરે.
જીરે રિદ્ધિ સિદ્ધિ દાતા માતા ઉમિયા દેવીરે,
આનંદ આપો મારા દેવલિયા;
દુંદાળા સોનાનો સુરજ ઉગિયોરે. ૧
ચાલો ચાલો સૈયરો પ્રેમ કરીને પુજવારે,
લાડકવાયો જસોદાનો જાયો લાલ. સોનાનો૦
જીરે સોના કેરા સિંહાસને શોભતારે,
થૈયે નંદકુંવરને નિરખી નિરખી ન્યાલ. સોનાનો૦ ૨
જીરે સોના કેરા થાળ ભરી લ્યો સામટારે,
મોઘાં મોતીડાંની પશલી જોયે પાંચ. સોનાનો૦
જીરે આજુનાં વધામણામાં જે કોઇ આવેરે,
તેને એકે દહાડો નાવે ઉની આંચ. સોનાનો૦ ૩
જીરે કેસર કંકુ ભરી છે કંકાવટીરે,
ઉજળા ચોખલિયા તો ઝીણા અણીદાર. સોનાનો૦

જીરે ગુલાબ ગજરા તોરા રૂડા હારરે,
સેજે છાબ ભરો ચંબેલી ફુલડે સાર. સોનાનો૦ ૪
જીરે પાણીચું શ્રીફળ ને ફોફળ પાનબીડાંરે,
ચંપા ચંબેલીને ગુલાબ અત્તર સાર. સોનાનો૦
જીરે મોંઘા મુલો ગુલાલ ઝીણો ઝાઝો જોઇયેરે,
આંખે છાંટયો હોય તો ખટકે નહિ લગાર. સોનાનો૦ ૫
જીરે સાકર કેરાં સુંદર સાતે સુખડાંરે,
સોના કળશ ભરી લ્યો ગંગાજીનાં નીર. સોનાનો૦
જીરે અલબેલાને વાઘા જોઇએ ઓપતારે,
રૂડો રતન જડેલો મુકુટ શોભે શિર. સોનાનો૦ ૬
જીરે પુજન કરીને ઉતારી છે આરતીરે,
હરને સુખે સ્હાસું જોયું એવાં દેવ. સોનાનો૦
જીરે ગાય શીખે ને સંગળ પદ સાંભળેરે,
તેનો બેલી થાશે કુલલ કેરા દેવ. સોનાનો૦ ૭



મકરણ ૧ લું.

( કાળના ભય વિષે—રાગ પરજ. )

તેં તો જાણ્યો છે શરીર ઠાઠ સાચનોરે,
આ તો કાયારે કુંપો છે કાચનોરે. તેં તો૦ ટેક.
તેં તો જાણી છે જવાની જશે નહિ ટળીરે,
એક પળમાં અલોપ થશે વીજળીરે. તેં તો૦ ૧
તેં તો જાણ્યું છે મોજો કરીને મહાલવુંરે,
જરૂર એક દિન છે ચડપ લઇને ચાલવુંરે. તેં તો૦ ૨
તું તો રીઝયો છે રૂપાળી જોઈ રાણિયોરે,

એક દિને લેખમાં લખ્યાં છે મશાણિયાંરે. તેં તો૦ ૩
તેં તો જાણ્યો છે અમર ચુડો ને ચોટલોરે,
એક દિન વેરાગણ થૈશ વળશે રોટલોરે. તેં તો૦ ૪
તેં તો જાણ્યું છે રસુ જો કરીશું રૂડીરે,
એક દિન આકડાનાં તુર તો જશે ઉડીરે. તેં તો૦ ૫
તેં તો જાણી છે કમાણી તારા કામનીરે,
એક દિન ભમરો ભુંસાવે ચીઠી રામનીરે. તેં તો૦ ૬
છાજે કેટલા દહાડા તે વ્હેલ છાજતીરે,
રૂદે શિખામણ ધરને રૂપિરાજનીરે. તેં તો૦ ૭

---

પ્રભુ વિના બીજી કુણ તારી બેલ્લ છેરે,
હરીને ભજે તો સુખડાંની રેલ્લ છેરે. પ્રભુ૦ ટેક.
સગાં સંબંધી મતલબ કેરાં સ્વારથીરે,
નાડી તુટે ત્યારે કોઇ કોઇનું નથીરે. પ્રભુ૦ ૧
ગાડી રથડા વળિ હાથી ને ઘોડલારે,
મ્હેલીને મરવું રહેવું છે દહાડા થોડલારે. પ્રભુ૦ ૨
મોટા રંગનાં ભરેલાં રૂડાં માળિયાંરે,
એક દિન સુવું છે મશાણમાં ચાકાળીયાંરે. પ્રભુ૦ ૩
ઘણા દેશોમાં હુકમ જેના ગાજીયારે,
રૂડા એવાના પિટાઇ ગયા રાજીયારે. પ્રભુ૦ ૪
ભણ્યા ગણ્યા મરી ગયા કેક ભોગિયારે,
રામના શરણ વિના ભવોભવ રોગિયારે. પ્રભુ૦ ૫
ડાહ્યા ડાહ્યા જે નર વખાણાતા દેશમાંરે,
પ્રભુને ભજ્યા વિના પેઠા અંતર વેશમાંરે. પ્રભુ૦ ૬

કાયા કોમળી આ તો અગન કેરા કાજનીરે,
રૂડે શિખામણ ધરને રૂપિરાજનીરે. પ્રભુ. ૭

તારા મનમાં જાણે છે મરવું નથીરે,
જેવું પાંપળાના પત્રને ખરવું નથીરે. તારા૦ ટેક.
જોને તારા જોતાં જોતાં કંઈક જતા રહ્યારે,
અમીર કેટલાક ઉદય થૈ ઉડી ગયારે. તારા૦ ૧
જોને માનવી અમુલ્ય કૈક મરી ગયારે,
તેમાં હુંપદ ખોવાણું તે તરી ગયારે. તારા૦ ૨
જોને વીરહાક કૈક દેતા બ્હારમાંરે,
એવા બહાદુરોનાં વીતી ગયાં બારમાંરે. તારા૦ ૩
જોને જે ઠેકાણે ઘાલી મોડ ઘાટડીરે,
એક દિન એ ઠેકાણે તાણી બાંધે ઠાઠડીરે, તારા૦ ૪
જોને જે જગાએ વાજાં રૂડાં વાજીયાંરે,
એક દિન એ જગાએ લેવાનાં છે છાજીયાંરે. તારા૦ ૫
જોને જે નરોની વહેંચાણી વધામણીરે,
એની કાળોતરીયો લખાણી અળખામણીરે. તારા૦ ૬
બારે માસ કાળ ચોટય મારે બાજનીરે,
રૂડે શિખામણ ધરને રૂપિરાજનીરે. તારા૦ ૭

જોને જાગીને મરણની માથે ઘાત છેરે,
વરતી જાણે તો નરતન વડી વાત છેરે. જોને૦ ટેક.
નામ રૂપ તણો એક દિવસ નાશ છેરે,
આતો ઉગરવાની જગમાં જુઠી આશ છેરે. જોને૦ ૧

પાંચ દિવસનો પરૂણો તુંતો પ્રાણીયારે,
જીતી ગયા જેણે જગનો જીવન જાણીયારે. જોને૦ ૨
ચાર ઘડીનું ચોઘડીયું આતો ઉલશેરે,
જીવના ધારેલા વિચાર બધા ઝુલશેરે. જોને૦ ૩
ફેર કરીને રહેવું છે કાળ કેટલારે,
જરૂર જવાના જનમીયા છે જેટલારે. જોને૦ ૪
અરે આથી શું ફુલે છે ભુંડા આવડોરે,
તારા આધણનો ઉકળે છે તાવડોરે. જોને૦ ૫
પડી ઘડીયે આવરદા ઘટી જાય છેરે,
એક દીન એમાંથી મોતનો ઉપાય છેરે. જોને૦ ૬
સોબત કરી લે તું સંતના સમાજનીરે,
રૂદે શિખામણ ધરને રૂખિરાજનીરે. જોને૦ ૭



( પદ રાગ ગરબી–ભુંડું થવા વિષે. )

પુન્ય મારગમાં કોડી ન પાલવેરે,
આડા મારગમાં વાવરે અજાણ;
ભુંડું થવાનો ડોળ સંતો ભાળજ્યોરે. ટેક.
ઉપજ ઓછી ને ખરચ ઘણું આદરેરે,
વ્યસન ઝાઝાં ને વહેમનો વેચાણ. ભુંડું૦ ૧
જુઠ સાથે જડેલ જેનો જીવડોરે,
કુડી સાહેદી પુર્યાના કોડ; ભુંડું૦
દીનોનાથ રૂઠયા ત્યારે ઘાલ્યાં ડાકલાંરે,
ધણી ધણિયાણી ધુણે જોડાજોડ. ભુંડું૦ ૨
દોરા ચીઠીયોમાં નિત્ય વરે દોકડારે,

બાધા આડીયો ચાલતી સદાય; ભુંડું૦
આખા ઘરનાં માણુસ થયાં આળસુરે,
કોઇ ઉધ્યમને વાયરે ન જાય. ભુંડું૦ ૩
ખાવા સર્વેને જોઇયે સારૂં સુતરૂંરે,
આવે ભાણામાં બ્હીતું બ્હીતું અન્ન; ભુંડું૦
છતે છાણે ઉજેરા જેવું આંગણુંરે,
છતે પાણીએ ઢેડ જેવું તન્ન. ભુંડું૦ ૪
વાટે ઘાટે આંગણે ખળે ખેતરેરે,
પડ્યું પાડોશીનું ચોરવાનો ચાલ; ભુંડું૦
નિત્ય ઘરમાં કંકાસ થાય કારમોરે,
લે છે તાળિયો ને લોક જુવે તાલ. ભુંડું૦ ૫
દેવું કરતાં ન ડરે જરા દીલડુંરે,
હેત હેત સવે હાકિમનાં હાણ; ભુંડું૦
હરી અર્થે તો કાંઈ લાગે મુજવારે,
ઠઠ્ઠા બાજીઓમાં લાહુવાનાં હલાણ. ભુંડું૦ ૬
ચોરી ચાડી કુકર્મની ચિંતા નહિરે,
મહેનત મજુરીમાં લાખ ગણી લાજ; ભુંડું૦
શીખ સારી નઠોરને તો ના ગમેરે,
રૂડું સર્વેને ન્હાય રૂપિરાજ. ભુંડું૦ ૭



( રૂડું થવા વિષે )

પાપ મારગમાં કોડી ન પાલવેરે,
પરમારથમાં પુરણ પ્રેમ;
વેળા વળવાની સુણો કોઇ વારતારે. ટેક.

ઉપજ હોય એથી ખરચ ઓછું આદરેરે,
વ્યસન અન્ન વિના નહીં નહીં કાંઇ વ્હેમ. વેળા૦ ૧
સત્ય સાથે જડેલ જેનો જીવડોરે,
પવિત્રાઇ પુરી ઉજળો આચાર; વેળા૦
દોરા ચીઠીઓમાં વરે નહીં દોકડોરે,
નવ દેખે દેવાળાનું દ્વાર. વેળા૦ ૨
આખા ઘરનાં માણસ થયાં ઉદ્યમીરે,
કોઈ આળસને વાયરે ન જાય; વેળા૦
રૂડું દીસે રળિયામણું આંગણુંરે,
અંધકાર જેવો આવકાર થાય. વેળા૦ ૩
આખા ઘરનાં માણસ એક સંપનારે,
ખરા ખોટાને ઓળખે અચીન; વેળા૦
સાચા સંતોની નિત્ય જેને સંગાનીરે,
ચોર કામામાં કોઈનું ન ચિત્ત. વેળા૦ ૪
દેવું કરતાં દુભાય ખુબ દીલડુંરે,
દુધે ધોયેલા આપવા છે દામ; વેળા૦
હરી અર્થે તો ખરચ કરે હર્ષમાંરે,
ભુંડચા ખાતે ન વાવરે બદામ. વેળા૦ ૫
કર કાછડી ને જીભ કબજે કર્યાંરે,
ભુંડી દાનતો થાય નહીં ભાવ; વેળા૦
પ્રભુ દયા કરી પડે જેને પાંસરારે,
એજ વેળેથી સુધરે સ્વભાવ. વેળા૦ ૬
આપી વાત માને એનું નામ માનવીરે,
ભુંડ લવરીમાં લાખ ગણી લાજ; વેળા૦

શીખ સારી નઠોરને તો ના ગમેરે,
રૂડું સર્વેનું ચ્હાય રૂષિરાજ. વેળા૦ ૭

(નરકના અધિકારી વિષે.)

વેદ મરજાદા જેણે મ્હેલી વેગળીરે,
મીઠી વાણી ને પેટમાં તો પાપ;
એતો જમનાં ઘરાક સંતો જાણજોરે. ટેક.
કામ જોતાં શરદનાં કૂ રાંરે,
ક્રોધ જોતાં છંછેડેલો સાપ. એતો૦ ૧
લોભ ઝાઝો ને લાંચ કેરા લાલચુરે,
દુષ્ટ બુદ્ધિવાળા દારૂના પિનાર; એતો૦
જીવહત્યા કરનાર વેશ્યા જુઠડાંરે,
ગાંજાખોર ચોરી અચેરીના યાર. એતો૦ ૨
દયાહીણ નવ વાવરે દશુંદનેરે,
દગાખોર તથા નાત તોડનાર; એતો૦
રૂડું પરનું દેખીને ખુણે જઇ રૂવેરે,
પશુ પંખીયાંની આંખ ફોડનાર. એતો૦ ૩
જુઠું કલંક ચઢાવે જાણી જોઇનેરે,
જુઠી સાહેદી પુર્યાનું જેને જોર; એતો૦
ચાર પાણીથી ચાકરી બને નહીંરે,
નાખે નિસાસા બારણામાં ઢોર. એતો૦ ૪
કરી જાણે નહિ શુભ ખટ કર્મનેરે,
હાર ઓઢવામાં ખુબ હુંશિયાર; એતો૦
જેને માલમ મળે નહિ મોક્ષનીરે,

કુંકે ચલમને કાન ફુંકનાર. એતો૦ ૫
ધન હરવામાં બારે માસ ધાંખનારે,
ચેલા મુંડવામાં લાખગણું ચિત્ત; એતો૦
લુણહરામી લબાડ મુવા લાગનારે,
રૂડી ગમે જેને અસુરોની રીત. એતો૦ ૬
ઘાત કરી જાણે વિશ્વાસઘાતનીરે,
કરે ધુળધાણી રાંક કેરૂં કાજ; એનો૦
શીખ સારી નઠોરને તો ના ગમેરે,
રૂડું સર્વેનું ચહાય રૂપિરાજ. એતો૦ ૭



( પદ રાગ લાવણી-જમના ઝપાટા વિષે. )

જમ દે નિત્ય ઝપાટારે, કોઇ ચેતનહારા ચેતો;
જમ દે નિત્ય ઝપાટારે. ટેક.
ઠીઠી ઠીઠી દાંત કરો શું, જળમાં બગડે પીડી;
દીઠી દીઠી ઘણાંની બગડી, ઝડપ આવી ગઇ ચીઠી. જ૦
માતપિતા જાણે સુત મારો, થાય દિન દિન મોટો;
મોત નજીક આવે છે એક દિન, ખેલ થશે ભાઇ ખોટો. જ૦
બંધવ જાણે બંધવ મારો, જીવો જુગોજુગ જોડી;
કાળ અચાનક આવી પકડશે, તરત નાખશે તોડી. જ૦
નારી જાણે મુજ નાવલીયો, અમર તપો અવિનાશી;
એક દિન ઝટીયાં ઝડપ ઉતરશે, કરશે કાળ ઉદાશી. જ૦
સોળ અંગ શણગાર સજીને, રોબડશાં શું રીઝો;
એક દિન લાલ વેરાગણ બનવું, વેશ બદલવો બીજો. જ૦
દર્પણ લેઇ શું મુખડું દેખો, સમજો જનની શેહેમાં;

એક દિન કરશે કાગ કોળાહળ, ચડપ સુવારે ચેહેમાં. જ૦
દારા પુત્ર પરિવાર તજીને, જાવું મિલકત મેલી;
રૂષિરાજ રઘુનાથ વિના નથી, કોઇ બરાબર બેલી. જ૦

જબરો કાળ ઝપાટોરે, માથે મરણ બીક છે મોટી; જ૦ ટેક.
જંતર જાણો મંતર જાણો, તંતર જાણો ટાળા;
મોત બડો મરદાન મરદ જ્યાં, સુજી પડે ધારાળા. જ૦
વેદ બોલાવો સૈયદ બોલાવો, કરો ઉકાળો કુટી;
ખુટી તેનો જરૂરજ ખુટી, ખુટીની નહીં બુટી. જ૦
ભોંયરૂં ખોદો શીખો સરોદો, તત્વ વિચારો તાજાં;
નાડી ભેદમાં દહાડી રમો પણ, વળશે ઉંધાં વાજાં. જ૦
જોષ જુઓ નિર્દોષ ભણીને, કોશ શુકન ના કાઢો;
જમકિંકરનો અજબ ઝપાટો, ગજબ કરી દે ગાઢો. જ૦
વેશ ઉતારો કેશ ઉતારો, દેશ ઉતારો દુજે;
પકડે આવી મોત પલકમાં, જીવલડો શું ઝુઝે. જ૦
રોટી બદલો ચોટી બદલો, લોટી બદલો લાખો;
દરદ મરદ ને ગરદ કરી દે, મોત મરદ છે આખો. જ૦
ધરમ ધરો અધરમને મેલી, ખાંતેથી લ્યો ખેલી;
રૂષિરાજ રઘુનાથ વિના નથી, કોઇ બરાબર બેલી. જ૦

નિશ્ચે રહેવું નથીરે, માથે મોત ઝપાટો મોરે. નિશ્ચે૦ ટેક.
ફાલ્યા ફુલ્યા શું રે ફરો છો, જુઓ વિચારી જગમાં;
વણસતાં કાંઇ વાર ન લાગે, રોગ ભર્યો રગરગમાં. નિ૦
હાડ ભરો ધન માટ ભરો મન ઘાટ કરો ભલે મોટા;

પાટ ઠાઠ સહુ ઘાટ આટ પળ પાણી તણા પરપોટા. નિ૦
ઝગ ઝગ ઝગ મેવાડી મોળિયાં, ઝગ ઝગ દીપે ડગલા;
લાકડાંની ચેહો લાગી ત્યારે, થયા ધુળના ઢગલા. નિ૦
ડહાપણ ડાહ્યા કોમળ કાયા, ઉડયા પલકમાં એનો;
કેડા મહોરે વાર નથી કાંઇ, ચુપ કરીને ચેતો. નિ૦
કાશીવાસી અતિ ઉદાશી, જંગલવાસી જોગી;
કાળ ઝપટમાં ચપટ થયા કઇ, ભાતભાતના ભોગી. નિ૦
મીઠી વાણી પુરા પુરાણી, જાણી વાતો ઝાઝી;
કાળ કોળિયો કરી ગયો કુણ કિતાબવાળા કાઝી. નિ૦
સગાં સંબંધી રૂવે સ્વારથે, વિનતા રૂવે વરેલી;
રૂષિરાજ રઘુનાથ વિના નથી, કોઇ બરાબર બેલી. નિ૦



પકડે કાળ પલકમાંરે, કાંઇ અજબ ઝપાટો આનો. પકડે. ટેક.
જીવ વિચારે અભયદાન દઇ, મેદાન કરીને મહાલું;
કાળ વિચારે ખેદાન કરવા, યોગ મળે તો ઝાલું. પકડે૦
ગડ્ ગડ્ ગડ્ ગડ્ નોબત ગાજે, જબરૂં લશ્કર જાતું;
કાળ હસે છે ખડ્ ખડ્ ખડ્ કોઇ, ભાળો મ્હારૂં ભાતું. પકડે૦
ઘોડો નાચે વરઘોડામાં, ઝગઝગ ઝળકે ઝુલ્યો;
જોડે જોને જમડા નાચે, લાડકડા શું ફુલ્યો. પકડે૦
નારી સારી ઘરસૂત્ર પુત્ર જોઇ, જીવાડો સારૂં જાણે;
કાળ વિચારે ફરાળ કરવા, ત્રાસ પડાવું ટાણે. પકડે૦
જમાદાર સરદાર ત્યાર ત્યાંહાં, છડીદાર નિત્ય બોલે;
અમલદાર બળદાર કાળ તો, ગણે તરખલા તોલે. પકડે૦
રૌબક રીઝે નંગ રંગ જોઇ, અંગ બરાબર ઓપે;

ખલક મલક કુરબાન કરી દે, કાળ પલક જો કોપે. પકડે૦
દેહ આળ પંપાળ ખ્યાફ છે, શીખામણ આ છેલ્લી;
રૂષિરાજ રઘુનાથ વિના નથી, કોઇ બરાબર બેલી. પકડે૦

( પાપી માણસને ઠપકો–રાગ ધોળ. )

થોડો ફાટી જા કુણ છે થોરીરે, પ્રાણિયા પાપીરે;
પ્રભુ જાણે છે ચિત્તની ચોરીરે, પ્રાણિયા પાપીરે. ૧
કોંક તારાથી પુન્યવાન પાડોરે; પ્રાણિયા૦
તેં તો વાળી નાંખ્યો આંક આડોરે, પ્રાણિયા૦ ૨
શ્વાન તારાથી બાપડાં સારાંરે; પ્રાણિયા૦
તુચ્છ તેનાથી કર્મ છે તારાંરે. પ્રાણિયા૦ ૩
કુળ ઊંચું ને કામ તારાં કાળાંરે; પ્રાણિયા૦
હૈયે વાસ્યાં છે ટંકશાળી તાળાંરે, પ્રાણિયા૦ ૪
રૂદે રોશન વાળે ને વેણ રૂડાંરે; પ્રાણિયા૦
શેઠ ભોળા ને કાટલાં કૂડાંરે. પ્રાણિયા૦ ૫
પશુ પાડમાં મનુષ્ય દેહ પામીરે; પ્રાણિયા૦
ખરેખાત એક પુંછડાની ખામીરે, પ્રાણિયા૦ ૬
તારાં લક્ષણ કહેતાં મરૂં લાજીરે; પ્રાણિયા૦
રૂષિરાજ રામ કેમ થાય રાજીરે, પ્રાણિયા૦ ૭

( અજ્ઞાની ભેખધારીઓને ધિક્કાર. )

તારા ભેખમાં શો ભદ્રક ભાળું રે, જીવડા જુઠારે;
તારૂં અંતર તો વાસનાવાળું રે. જીવડા૦ ૧
નથી નાક તણી દાંડી સ્હામાં નેણાંરે; જીવડા૦

નથી વ્હાલાં વેરાગનાં વેણાંરે. જીવડા૦ ૨
નથી રસનાનો સ્વાદ તેં તો રોકચોરે; જીવડા૦
માલ મફતનો ખાઇ પંડ પોખ્યોરે. જીવડા૦ ૩
નથી શંકર કે રામ લીધા સાધીરે; જીવડા૦
આતો આદરી છે ઉલટી ઉપાધીરે. જીવડા૦ ૪
દામ જંખવામાં જાય તારા દહાડારે; જીવડા૦
તારા અંતરમાં ઘાટ થાય આડારે. જીવડા૦ ૫
ટેવ ભુંડી ને તાણીયાં ટીલાંરે; જીવડા૦
ઢોર ભડકે ને ભોળવાય ભીલાંરે. જીવડા૦ ૬
તારૂં મન ભણે હીણી વાતે હાજીરે; જીવડા૦
રૂષિરાજ રામ કેમ થાય રાજીરે. જીવડા૦ ૭

( અજ્ઞાની પુરાણીઓને ધિક્કાર. )

તું તો ભણતરની જાળમાં ભૂલ્યોરે, ચાવળા ચહાવારે.
વિષય વન માંહે માનમાં ફુલ્યોરે, ચા૦ ૧
શોક અગ્નિમાં શુભ કર્મ શેકયાંરે; ચા૦
દોષ દીપડાં નજીક તે ન દેખ્યાંરે, ચા૦ ૨
ધર્મદેશ ભૂલ્યો થયું ધુળધાણીરે; ચા૦
પીવા દોડે છે ઝાંઝવાનાં પાણીરે, ચા૦ ૩
પેટ ભરવાનાં સંગ છે થોથાંરે; ચા૦
ગજબ ગુફામાં ખૂબ ખાય ગોથાંરે, ચા૦ ૪
લોભ ડુંગરીયે ચઢીને લુંટાણોરે; ચા૦
તોએ સમજે છે ભાગ્યશાળી શાણોરે, ચા૦ ૫
કાંઇ કુટુંબના ભચોભચ્ચ ભાળેરે; ચા૦

પૂર્ણ પથ્થરા તો માન તણા વાગેરે, ચા૦ ૬
જાણી બુઝીને જક્ક કરે ઝાઝીરે; ચા૦
રૂષિરાજ રામ કેમ થાય રાજીરે, ચા૦ ૭



( અજ્ઞાની માણસોને જ્ઞાન થવાના સાધન વિષે. )

લાખ વાતોની એક વાત લેજો, શીખામણ છેલીરે;
દયા રાખીને અન્નદાન દેજો, શીખામણ૦ ૧
પરધન સાપ પથરો પ્રમાણો; શીખામણ૦
પરનાર જનેતા જાણો, શીખામણ૦ ૨
જુઠ સાથે જરૂર વેર બાંધો; શીખામણ૦
સાસ ઉસાસે રામનામ સાંધો, શીખામણ૦ ૩
ગુણ ગોવિંદના આનંદભર ગાવો; શીખામણ૦
કામ ક્રોધ લોભ સંગે બાંધો દાવો, શીખામણ૦ ૪
પોતપોતાનો ધર્મ સર્વ પાળો; શીખામણ૦
એમાં અવળું દેખાય તેને ટાળો, શીખામણ૦ ૫
શિવ વિષ્ણુનું એક નામ સાચું; શીખામણ૦
બીજું બાતલ કરોડ કામ કાચું, શીખામણ૦ ૬
જ્ઞાન મેળવવા સાંભળો ગિતાજી; શીખામણ૦
રૂષિરાજ રામ એમ થાય રાજી, શીખામણ૦ ૭



( પામરને વિષયી થવાના બોધ વિષે–પદ રાગ ગરબી. )

માયા મોહનની નારીરે, અક્કલ ગઇ કયાં ઉડી;
મુરખ તો કહે છે મારીરે, અક્કલ૦ ૧
નંદરાયનું કયાં ગયું નાણુંરે; અક્કલ૦

તન છુટ્યું આવે ટાણું રે, અક્કલ૦ ૨
રાવણની ક્યાં ગઇ રિદ્ધિરે; અક્કલ૦
લંગુરીયે લુંટી લીધીરે, અક્કલ૦ ૩
માખ્યો જાણે મધ મારૂંરે; અક્કલ૦
જશે પ્રાણ સહિત પરભાર્યુંરે, અક્કલ૦ ૪
ખર ગુંણ ઉપાડે ખાસીરે; અક્કલ૦
જમનારા બેઠા કાશીરે, અક્કલ૦ ૫
ઉંદર દર ગોડે આપેરે; અક્કલ૦
માંહી વાસ પૂર્યો જઇ સાપેરે, અક્કલ૦ ૬
દમડા મારા નવ દાખેરે; અક્કલ૦
રૂષિરાજની શીક્ષા રાખેરે, અક્કલ૦ ૭



ખરની પેઠે પોતે ખાધુંરે, ખુટલને ધન શા ખપનું;
બાંડે કુળ બોળ્યું બાધુંરે, ખુટલ૦ ૧
પરમારથમાં નવ પેઠોરે; ખુટલ૦
બગ ધ્યાન ધરીને બેઠોરે, ખુટલ૦ ૨
મીયાં કણ ચોરે મુંઠેરે; ખુટલ૦
પછે અન્ના ચોરે ઊંટેરે, ખુટલ૦ ૩
કીડી કણ સંચય કરશેરે; ખુટલ૦
ચટ તેતર તે કણ ચરશેરે, ખુટલ૦ ૪
અક્કરમીએ આંખ્યો ઊંજીરે; ખુટલ૦
પારકા ભોગવશે પુંજીરે, ખુટલ૦ ૫
પશુ પંખી પેટ ભરે છેરે; ખુટલ૦
એમ ઢોઠનું પેટ ઠરે છેરે, ખુટલ૦ ૬

ચિત્તમાંહી દયારસ ચાખેરે; ખુટલ૦
રૂષિરાજની શિક્ષા રાખેરે, ખુટલ૦ ૭

હથિયાર કાયરના કરમાંરે, પામરને ધન એ પેરે;
જીવ નરકે જાશે જરમાંરે, પામર૦ ૧
રવિ તેજ ઘુવડને રગડેરે; પામર૦
બહુ ભણુતરથી ખર બગડેરે, પામર૦ ૨
મેવાથી માંદો મરશેરે; પામર૦
વ્યંઢળની પરને વરશેરે, પામર૦ ૩
અસવારી કરશે અંધોરે, પામર૦
હતો ધૂળ મળ્યાનો ધંધોરે, પામર૦ ૪
અણભણ પુસ્તક લઈ લવશેરે; પામર૦
નકટીને વાળી લજવેરે; પામર૦ ૫
શાણો સિંહ પાંજરે પેસેરે; પામર૦
ખર સાકરથી દુઃખ સેહશેરે, પામર૦ ૬
રૂષિરાજ શીખામણ રૂડીરે; પામર૦
દુરિજનીયાં કહે છે કૂડીરે, પામર૦ ૭

(પદ રાગ ગરબી.)

ચાકરી ચાકરી ચાકરીરે, કરી લેને પ્રભુજીની ચાકરી;
જીવ્યાના ભરૂંસા જુઠા કરીરે; કરી લેને૦ ટેક.
દીધો મનુષ્યનો દેહ તને દુર્લભ,
કુમળા સ્વામીયે કૃપા કરીરે. કરી લેને૦ ૧
હોઝાની ચાકરીમાં ગુણુ ઉપાડતો,

કંઇકવાર વહેવા તું કાંકરીરે. કરી લેને૦ ૨
માંકડું થયો ત્યારે ગોડીયાને માટે,
ઘેર ઘેર ભીખતો ભાખરીરે. કરી લેને૦ ૩
વાદીની ચાકરીમાં ઘંટીઓ વહેતો,
એ તો પીડા અતિ આકરીરે. કરી લેને૦ ૪
લુંડો થયો ત્યારે લેંટાળાં છોકરાં,
ખોળામાં તેડતો ખમા કરીરે. કરી લેને૦ ૫
વેઠીયાના ભવમાં પેટને વરાણીયે,
ઉથાર્યા પથરા ઊંચા કરીરે. કરી લેને૦ ૬
વરી લેને હવે વીરનો વાલ્યમો,
સાધુ સંગતે સમતા કરીરે. કરી લેને૦ ૭

---

નાવડી નાવડી નાવડીરે, તને હરી ભજ્યાની રીત નાવડી;
એળે ઉમ્મર ખોઈ આવડીરે, તને હરી૦ ટેક.
ધોઝારા કયમ તું તો મુવો નહિ ગર્ભમાંરે,
ભારે મારી ભુંડા માવડીરે. તને હરી૦ ૧
પૂજ્યાં નહિ તેં તો પ્રેમથી પાપીયારે,
ગંગા ગોદાવરી કે ગાવડીરે. તને હરી૦ ૨
કહોને ભજન વિના કાયા શા કામનીરે,
વારી વિના જેવી વાવડીરે; તને હરી૦ ૩
રામના નામ વિના જીભડી રોચુવારે,
ફાઓ ફાઓ કરે જેવી ફાવડીરે. તને હરી૦ ૪
હાથે કીધા વિના સાથે નહિ આવશે,
તાવેતો ત્રાંબડી કે તાવડીરે. તને હરી૦ ૫

શીશે તો મ્હોત ફરે જેવો સિંચાણોરે,
લે છે ઝડપમાં વાવડીરે. તને હરી૦ ૬
રૂદિયા મધ્યે વાણિ વીરની રાખજેરે,
વિચારી આજ વાર્તા વડીરે. તને હરી૦ ૭

---

પ્રાણિયા પ્રાણિયા પ્રાણિયારે,
ભજી લેને પ્રભુજીને પ્રાણિયા;
આવશે જમ ઉઘરાણીયારે. ભજી લેને૦ ટેક.
નાત ને જાત કાંઇ જમ નથી જોતારે,
કુણ વાઘરી ને કુણ વાણિયારે. ભજી લેને૦ ૧
અમરપટો નથી લાવ્યા એકેરે,
બાવા બાબુ કે બજાણિયારે. ભજી લેને૦ ૨
હજી લગી ડર ન વસ્યો હૈયેરે,
ભંડાર્યા ભુઇમાં ભાણિયારે. ભજી લેને૦ ૩
ઉડી ગઇ કંઇક રાખ થઇ અબળારે,
મોટા ઉપાડતી માણિયારે. ભજી લેને૦ ૪
જતા રહ્યા તારી નજરો આગળરે,
પાખરે તોરી પલાણિયારે. ભજી લેને૦ ૫
સોડયો તાણી કંઇક ભુંઇમાં સૂતારે,
પીરાંની પાગથી પકાણિયારે. ભજી લેને૦ ૬
ખાધા વીર કહે છે કેટલાકરે,
કાજી પંડિત ને પુરાણિયારે. ભજી લેને૦ ૭

---

જાળવી જાળવી જાળવીરે, નવ જાણી જવાની જાળવી;
પ્રભુની રીત મ્હેલી પાળવીરે. નવ જાણી૦ ટેક.
ધરયો નહિ કદિ ધર્મમાં ઢુકડોરે,
ચોરીની પંચાત ચાળવીરે. નવ જાણી૦ ૧
ગપ્પાં સુણ્યા વિના થઇ ગયો ગાભરોરે,
સૂતર વિના જેવો સાળવીરે. નવ જાણી૦ ૨
નવરાઇ મળી ત્યારે પારકી નિંદારે,
ફરીને ઘેર ઘેર ફાળવીરે. નવ જાણી૦ ૩
પોતાનું મેળવેલું ભોગવશે પારકારે,
મફ્કે લુંટાય જેવા માળવીરે. નવ જાણી૦ ૪
પરમારથમાં કોડી ન પાલવેરે,
વાસીદે પાયલી વાળવીરે. નવ જાણી૦ ૫
હરીનું નામ તજી હાંસિમાં હુંશિયારરે,
બોલી ઘટે છે તારી બાળવીરે. નવ જાણી૦ ૬
રીસે ભરાણા વીર કહે રામજીરે,
ભાલાળા જમ મેલ્યા ભાળવીરે. નવ જાણી. ૭

---

(પદ રાગ ઠુમરી.)

જુઠું જુઠું જીવીત ખરૂં જાણયમાંરે, જુઠું જુઠું૦ ટેક.
જુઠી જનની જુઠી જાયા, જુઠી મોહ ભરેલી માયા;
કાચ કુંપો છે કાયા મમતા તાણયમાંરે. જુઠું જુઠું૦ ૧
સદાય તે છત કોની છાજી, તે દેખી શું થઇએ રાજી;
આતશબાજી આશા લાંબી આણયમાંરે. જુઠું જુઠું૦ ૨
ગગને જામ્યો વાદળ ગોટો, પાણીમાં પ્રગટયો પરપોટો;

ખેલ બધો એમ ખોટો સુરખા માણયમાંરે. જુઠું જુઠું૦ ૩
ધીરજ રાખી મનમાં ધારે, ભ્રષ્ટપણું છે તનમાં ભારે;
નરક ભર્યું નવ દ્વારે વપુ વખાણયમાંરે. જુઠું જુઠું૦ ૪
ફેલ કરીને ફોગટ ફટકયો, ઇશ્વરને ચરણે નવ અટકયો;
ભેદ વિના તું ભટકયો ચારે ખાણુમાંરે. જુઠું જુઠું૦ ૫
પરખી લેને પુરૂષ પુરાણી, જગમાંથી ગુણ જોને જાણી;
પૃથ્વીમાં જેમ પાણી ઠરે નિચાણમાંરે. જુઠું જુઠું૦ ૬
જાચે તો જગજીવન જાચે, નાચે તો હરિ આગળ નાચે;
રૂપિરાજ કહે રાચે સંત સવાણયમાંરે, જુઠું જુઠું૦ ૭

---

ગોવિંદ જાણ્યા વિના તેં વરસાં ગાળિયાંરે, ગોવિંદ૦ ટેક.
ગળે પાસ બાંધી જમ ગ્રહશે, કાપો કાપો મુખથી કહેશે;
રંગ ભરેલાં રહેશે મંદિર માળિયાંરે. ગોવિંદ૦ ૧
શૂરો પૂરો શૂરાપાને, કૃષ્ણ કથા નવ ગોઠે કાને;
ભજની જન ભગતાંને ખળ તેં ખાળિયાંરે. ગોવિંદ૦ ૨
હૈયામાં નવ ધર્યા હરિને, ભુંડાઇ વ્હોરી જહાજ ભરીને;
દયા વિના તેં દાન કરીને બાળિયાંરે. ગોવિંદ૦ ૩
અડબંગાઇમાં ઉંમર આખી નરતન ચિંતામણી ખોઇનાંખી;
રૂદિયા મધ્યે રાખી તીખી પાળિયાંરે. ગોવિંદ૦ ૪
ધર્મરાજની આગળ ધરશે, ત્યાંહાં તારાં ગાતર થરથરશે;
ક્રોધી જમડા કરશે અરે ઇંટાળિયાંરે. ગોવિંદ૦ ૫
મરણ ઘાત તો નહિ મટવાની, જાગી જો નથી વાર જવાની;
સાથે નાવે વાલ સવાની વાળિયાંરે. ગોવિંદ૦ ૬
વસ્ત્ર આભૂષણ લુંટી લેશે, બહાર જઇને બાળી દેશે;

રૂષિરાજ કહે ડાટયાં રહેશે રાળિયાંરે. ગોવિંદ૦ ૭

---

રટવા રટવા આવ્યો છે તુંતો રામનેરે, રટવા રટવા૦ ટેક.
બીજાનું સુખ જોઇને બળ માં, વેદ વગરની વાટે વળ માં;
ચિત્ત વિષે તું ચળ માં દેખી દામનેરે. રટવા રટવા૦ ૧
પંચ વિષય લાગ્યાતા પ્યારા, જતા રહ્યા કોટી જનમારા;
તું સમજીને કરી લે તારાં કામનેરે. રટવા રટવા૦ ૨
કેક જનમ તેં કેરજ કરીયા, દેખ્યા તેથી દુઃખના દરિયા;
આ ભવમાં સુખ ભરિયા સેવે શ્યામનેરે. રટવા રટવા૦ ૩
અરે હવે નવ અખજ ઉથામે, ઝરણાં રાખી ઇરખા જામે;
પૂરણ આનંદ પામે વૈકુંઠ ધામનેરે. રટવા રટવા૦ ૪
કાળ ગણે નહિ ક્રોડપતિને, જોશી ડોશી વૈદ જતીને,
શંખાણી અને સતિ ને હુકમી હજામનેરે. રટવા રટવા૦ ૫
ચાર ઘડી કેરૂં ચોઘડીયું, નર તન વણ સમજયેથી નડીયું;
પડશે કે તન પડીયું જા પૂછ ગામનેરે. રટવા રટવા૦ ૬
રૂષિરાજ વાણી કરચ વહાલી, ચેત અરે જાવું છે ચાલી;
ખોઇશમાં તું ખાલી આઠે જામનેરે. રટવા રટવા. ૭

---

લાગી લાગી હરકતો લોકાં રાજનીરે, લાગી લાગી. ટેક.
એ માટે વિસર્યા અવિનાશી, વિશ્વંભર વૈકુંઠના વાસી;
ખબર જુવે છે ખાસી, હજી આજનીરે. લાગી લાગી૦ ૧
ભરમાઇશ માં દોલત ભાળી, રૂપા કેરી ખાટચ રૂપાળી;
વાલા તણી નથી વાળી, તારા કાજનીરે. લાગી લાગી૦ ૨
કાયા માયા કાચી કેવી, દેવ દહિત નવ રાખે દેવી;

ઝુંપડી સળગી જેવી, શુની છાજનીરે. લાગી લાગી૦ ૩
લાખો જનમ ધરીને લોટયો, દીધી હતી ત્યાં મ્હોતે દોટયો;
ચકલાં ઉપર ચોટયો, જેવી બાજનીરે. લાગી લાગી૦ ૪
આવ્યો તો તું લાભજ લેવા, દામ કર્યા તેં ઉલટા દેવા;
સદાય કરજે સેવા, સંત સમાજનીરે. લાગી લાગી૦ ૫
સંત પુરૂષના શબ્દ સહે નહિ, દોષ ભીતરના તેથી દહે નહિ;
રોકી ગંધ રહે નહિ, જેવી પ્યાજનીરે. લાગી લાગી૦ ૬
અંત સમે જમડા આવી લે, રહેવું પડશે વદને વીહિલે,
શીખામણ સમજી લે રૂષિરાજનીરે. લાગી લાગી૦ ૭

---

(પદ રાગ હુગરી.)

સીતારામ સગા છે સમજરે,
સમજરે સમજરે સમજરે; હો સીતારામ૦ ટેક.
અંત સમે કાંઈ કામ ન આવે,
ઘોડા ગાડી અને ગજરે. હો સીતારામ૦ ૧
આળસ મ્હેલીને જાગ્ય અજ્ઞાની
સતસંગમાં જવા સજરે. હો સીતારામ૦ ૨
શ્રી ઘનશ્યામ સદા સુખદાયક,
અગમ અગોચર અજરે. હો સીતારામ૦ ૩
મહાવ મળ્યા વિના મનુષ્યા જનમની,
મહેનત ન આવે મજરે. હો સીતારામ૦ ૪
અંતરમાં ધરી લેને અરે તું,
સદ્‌ગુરૂ જ્ઞાન સૂરજરે. હો સીતારામ૦ ૫
રૂદિયા મધ્યે દાસ વીરનો વાલ્યમ,

ભરપૂર વસીયો છે ભજરે. હો સીતારામ૦ ૬

તેં તો દેહ ધરી છે નર તરવા,
તરવા તરવા તરવારે; તેં તો દેહ ધરી છે નર તરવા. ટેક.
માન કહ્યું હવે તો નત્ર માંડે,
ભાર ઝાઝો શિર ભરવારે. તેં તો૦ ૧
મૂઢપાણું મૂકીને કરય મહેનત,
ધ્યાન પ્રભુજીનું ધરવારે. તેં તો૦ ૨
મ્હોતની આગળ આ જગ માંહી,
એકે ન પામે ઉગરવારે. તેં તો૦ ૩
તત્પર થા અરે આળસ તજીને,
હરકત ભવ તણી હરવારે. તેં તો૦ ૪
જમની જમાની કરીનેરે જીવડા,
આવ્યો છે ભક્તિ આદરવારે. તેં તો૦ ૫
મ્હોત ફરે તારા શિર પર મૂરખ,
દિલડામાં લાગજે ડરવારે. તેં તો૦ ૬
રાખી પતીજ દાસ વીરનો વાલ્યમ,
સાસ ઉસાસે સમરવારે. તેં તો૦ ૭

ભવ માંહી ભજન વિના ભટકે,
ભટકે ભટકે ભટકેરે. ભવ માંહી૦ ટેક.
કૃષ્ણ કૃપા વિના કોટી જનમ લગી,
લાખચોરાશીમાં લટકેરે. ભવ માંહી૦ ૧
પાપ તણાં ફળ પામીશ પ્રાણી,

જમડા તો કાપશે ઝટકેરે. ભવ માંહી૦ ૨
આ તનની ન કરૂં લાંબી આશા,
મોતી ફુટકીયાં તો ફુટકેરે. ભવ માંહી૦ ૩
બેલી નથી પ્રભુ વગર બીજો,
જ્યારે શરીરની નાડિયો છુટકેરે. ભવ માંહી૦ ૪
બાળ જુવાની વીતી થયો બુઢ્ઢો,
નરહરિમાં મન ન ટકેરે. ભવ માંહી૦ ૫
વીર કહે પ્રભુ કૃષ્ણ વરી લે,
પાપની ગાંઠડી પટકેરે. ભવ માંહી૦ ૬

---

જોતાં જોતાંમાં તન પડી જાશેરે,
જોતાં જોતાંમાં તન પડી જાશે;
જાશે જાશે જાશેરે. જોતાં જોતાંમાં૦ ટેક.
જીભ ટુંકી થઇ ગભરાશે જીવડો,
બેભાન થઇને બકાવશેરે. જોતાં જોતાંમાં૦ ૧
તેલ ખૂટયું એટલે જયમ તે પળે,
બત્તી બળીને બૂઝાશેરે. જોતાં જોતાંમાં૦ ૨
પ્રાણ ગયા પછી તન ખાલી પડશે,
ખોખું જનાવર ખાશેરે. જોતાં જોતાંમાં૦ ૩
જે સ્થળે મંગળ જુવતીયો ગાતી,
પીટણી ત્યાંહી પીડાશેરે. જોતાં જોતાંમાં૦ ૪
સુરા પીનારાને જમના સિપાઇ,
પારો ઉન્હો કરી પાશેરે. જોતાં જોતાંમાં૦ ૫
પાપનાં ખાતાં ઉકેલી પૂછશે,

ઉત્તર શોરે અપાશેરે. જોતાં જોતાંમાં૦ ૬
દેહ છતે દાસ વીરનો વાલમ,
સમરી લે સાસ ઉસાસેરે. જોતાં જોતાંમાં૦ ૭

( રાગ ધોળ. )

પાંચ તત્વનું બંધાણું પૂતળું,
પ્રાણી પૃથ્વીરે વાયુ અગની આકાશ;
ગંદી દેહ કેરો શો ગારબો. ટેક.
તેં તો પરખ્યું છે વજના પાડનું,
પણ રહેવાનીરે એક પળની ન આશ. ગંદી૦ ૧
લોહી મૂત્ર જીસે કહેતાં લાજીયે,
એ બે વસ્તુનોરે આતો પ્રગટ્યો છે પંડ; ગંદી૦
જેમ વિષ્ટાનું ભરીયુંરે જાજરૂ,
ઉપર ઓઢાડયોરે કિનખાબનો ખંડ. ગંદી૦ ૨
મળ મૂત્ર પરૂ અને પાચના,
ઉપર મઢીયુંરે વળી ચામડું આળું; ગંદી૦
હાથ પગમાં તો હાલે છે હાડકાં,
નથી ચંદનરે રૂપું કનક રૂપાળું. ગંદી૦ ૩
આંખે પીયા ને મુખમાં તો ઊલ છે,
વળી નાકેરે નિત્ય વહે છે લેંટ; ગંદી૦
નવ દ્વારમાં નરકની ખાણુ છે,
વળી ઘટમાંરે પાડયો આંતરડે વેંટ. ગંદી૦ ૪
ઘીનો ભરીયોરે ડબઘરી ગાડવો,
નવ બગડયુંરે વીતીયા બાર માસ; ગંદી૦

પાંચે પકવાન ઉતાર્યાં પેટમાં,
વીતી રજનીરે આવી વિષ્ટાની વાસ. ગંદી૦ ૫
કીડે બંધાણી શિરની ખોપરી,
ભુંડા ભરીયારે વળી પેટમાં કરમ; ગંદી૦
આવા તનની બતાવીરે વાનગી,
ઝાઝું કહેતાંરે જીભે આવે છે શરમ. ગંદી૦ ૬
ભલે માનો શરીર સોના સાવનું,
મરો ફૂટીરે નથી બૂટીની બૂટી; ગંદી૦
ૠષિરાજનાં વાકય રોકડાં,
ગાંઠે બાંધજોરે સંતો ન જાય છુટી. ગંદી૦ ૭

---

જોને જાતા રહ્યા તારા જોડીયા,
વળી વસીયારે તારા મિત્ર મસાણ;
જીવડલા જાવું છે જાણજે. ટેક.
તાળી લેતો હશી તું તો તાનમાં;
એના ઉડયારે એક પલકમાં પ્રાણ. જીવડલા૦ ૧
કામકાજે સ્હામા સ્હામી કેહાવતા,
હતી હૈયેરે એક એકની ઓથ; જીવડલા૦
અણ બોલ્યે ગયા એતો એકલા,
લીધી લોકેરે એની શમશાને લોથ. જીવડલા૦ ૨
ઉંચાં ખરચ કરી મેળવી આબરૂ,
એતો થઈ ગયારે જોને સ્વપ્ના સમાન; જીવડલા૦
નાત જાતમાં કાઢીતી નામના,
એતો ઉપડયારે જેમ પાકેલાં પાન. જીવડલા૦ ૩

પગ ધરતી ઉપર નવ ધારતા,
પાઘ બાંધતારે વળી આંબળી આંટે; જીવડલા૦
વળી પુષ્પની સેજમાં પોઢતા,
એનાં ઓ ઢેયાંરે જુઓ કાંટેયાં કાંટે. જીવડલા૦ ૪
મોટી હુંશે કરાવ્યાંતાં માળીયાં,
માંહે જડેયારે વળી તકતા રૂપાળા; જીવડલા૦
એમાં વસતારે વાસ્યા મસાણેયે,
માંહી મહાલ્યારે પછે કાગડા કાળા. જીવડલા૦ ૫
તન કંઇકનાં તાવે તજાવીયાં,
પીડે લીધારે વળી કંઇકના પ્રાણ; જીવડલા૦
કંઇક પાછા થયા પરદેશમાં,
વેરે ઉતાર્યાંરે વળી કંઇકને વહાણ. જીવડલા૦ ૬
બાજીગરના બનાવેલા બંગલા,
સારા શોભેરે, પણ રહે પળ પાંચ; જીવડલા૦
રૂષિરાજ કહે તેડાં રામનાં,
નવ છોડેરે એનો લીધેથી લાંચ. જીવડલા૦ ૭

---

કાયા માયા તો દેખીતી કારમી,
પણ વસતાંરે કાંઇ લાગે ન વાર;
પલકની આશા નહિ પંડની. ટેક.
સૂતાં સ્વપ્નામાં દોલત સાંપડી,
જાગી જોતાંરે નવ દીઠી લગાર. પલકની૦ ૧
વહાણે બેસીને ચાલ્યો વ્હેવારીયો,
જાવું ધાર્યુંતુંરે એણે જાવે જરૂર; પલકની૦

મધ્ય દરિયામાં મ્હોત ફરી વળ્યું,
દેશ રહી ગયોરે પછે પોતાનો દૂર. પલકની૦ ૨
વરકન્યા બેઠાં એક મ્હેલમાં,
નહોતો છુટયોરે કાંઇ કાંકણુદોરો; પલકની૦
કર્યું ઉપરણી કેરૂં કાંટીયું,
ચૂડો ફોડયો ત્યાંતો કન્યાએ કોરો. પલકની૦ ૩
રાજા દશરથે મંડપ રોપીયો,
વહાણું વાતાંરે પુત્ર બેસશે પાટ; પલકની૦
રઘુનાથજી ચાલીયા રાનમાં,
પછે પીતાએરે શોધી સ્વર્ગની વાટ. પલકની૦ ૪
રાજા સગરે જગન રચ્યો રૂડલો,
લેવા ઇંદ્રનીરે મોટી પદવી તો પહેલી; પલકની૦
કાળ કોપ્યો કપીલજીને કારણે,
સાઠ હજારરે સૂત થઈ ગયા સેલી. પલકની૦ ૫
ઉતાર્યાં પીઠી ચોળાવી ઓત્તરા,
હૈયે હર્ખનારે મોટા અરણુવ અડિયા; પલકની૦
જુગોજુગ જાણ્યું જીવશે જોડલું,
અભેમન્યુજીરે તરત ચક્રાવે ચઢીયા. પલકની૦ ૬
જેવો પાણીમાં પરપોટો પ્રગટયો,
એને વેરાતાંરે વાર વત્તી ન થાય; પલકની૦
રૂષિરાજ કે' રંગ પતંગનો,
અઠવાડિયુંરે આવતાં ઉડી જાય. પલકની૦ ૭

નંદરાયે નાણું નવખંડનું,
લીધું લોભમાંરે દીધું દરિયામાં દાટી;
અંતે તો જાવું છે એકલું. ટેક.
જમ ઝડપીને લેઇ ગયા જીવને,
પછે પંડનીરે મળી માટીમાં માટી. અંતે૦ ૧
માનધાતાને પરણીતી પૃથ્વી,
કાળ કોપીનેરે તકે લેઇ ગયો તાણી; અંતે૦
લાખો દૈત સગા હતા લંકમાં,
રાજા રાવણુરે પીવા નવ રહ્યો પાણી. અંતે૦ ૨
ગણુતાં નવ નીઠે ઘોડારમાં,
પાણી પંથીયારે તુરી બંધાતા તાજા; અંતે૦
આખો દેશ પડયો મ્હેલી એકલા;
ચટ ચાલીયારે રાજ છોડીને રાજા. અંતે૦ ૩
દશ ઘર વચ્ચે જનમિયો દીકરો,
વાજાં વગડાવ્યાંરે ગાયાં મંગળ ગાણાં; અંતે૦
ચાર વરસ જીવી પોતે ચાલીયો,
સગાં સર્વેનાંરે દિલ ખૂબ દુભાણાં. અંતે૦ ૪
બસેં બારીવાળો એક બંગલો,
ભાતભાતનીરે માંહે સોનેરી શોભા; અંતે૦
પડયો મૂકીને ચાલીયો પ્રાણીયો,
એના અંગનેરે ખપ આવીયા ખોભા. અંતે૦ ૫
પાર વિનાની પરણ્યો પ્રેમદા,
મોટી મમતામાંરે હતો જીવ્યાનો હેતુ; અંતે૦
હજારો હતા દાસ હજુરમાં,

છોડી સર્વેનેરે ચાલીયો ચિત્રકેતુ. અંતે૦ ૬
પુન્ય પાપ લેઇ પરલોકમાં,
જાવું જીવડારે એમાં નહિ મીનમેખ; અંતે૦
રૂષિરાજ કહે રટ રામને,
એલી બળવંતરે અંતે અફલ અલેખ. અંતે૦ ૭



(રાગ દાદરો.)

ચેતી લેરે જાવું છે ચાલી,
જાવું છે ચાલી જાવું છે ચાલી. ચેતી૦ ટેક.
ધીંગા ધોરી તાજા તારા તોરી,
મમતા દાખમાં ખાલી. જાવું છે૦ ૧
ન ગણે વેળા કે ન ગણે કવેળા,
જમના દૂત જશે ઝાલી. જાવું છે૦ ૨
બાળે કૈંને જળમાં ઝીકે કૈંને,
દાટે ઘોરમાં ઘાલી. જાવું છે૦ ૩
જાગ જોડિયા છૈયાં અને છોડીયો,
તિરીયા તજવી છે વહાલી. જાવું છે૦ ૪
વડા વેપારી ભૂપાળ ને ભીખારી,
હેંડી જાય છે હાલી. જાવું છે૦ ૫
મંદિર મેંના કોઠાર અરે કેના,
સંગ નાવે એક પાલી. જાવું છે૦ ૬
તારા કાજે રૂડી રૂષિરાજે,
આવી શીક્ષા આલી. જાવું છે૦ ૭



માની લેરે શિખામણ મારી,
શિખામણ મારી શિખામણ મારી. માની૦ ટેક.
સુપને સંપતી કરોડ રોજ કંપતી,
જુવે જાગી તો ભિખારી. શિખામણ૦ ૧
વીજળીવાળું અલપ અજવાળું,
ધન તન એ રીતે ધારી. શિખામણ૦ ૨
જાવું જો તે પડયાં મ્હેલી પોતે,
હાથી ઘોડલા હજારી. શિખામણ૦ ૩
લુંટી લેશો કાઢો કાઢો કરશે,
અંતે પ્રેમદા પ્યારી, શિખામણ૦ ૪
ધર્મ કેરી કારમી કચેરી,
ત્યાંહી શી ગતિ તારી. શિખામણ૦ ૫
યારી રામની કરોડ વસા કામની,
બીજી યારી નરક બારી. શિખામણ૦ ૬
તારા કાજની રચના રૂષિરાજની,
લેજે અંતરે ઉતારી. શિખામણ૦ ૭



થોડું જીવિત તું આળસુ થા માં,
આળસુ થા માં તું આળસુ થા માં. થોડું૦ ટેક.
ધારી કાનને નઠોર કહ્યું માનને,
અવળે મારગે ઉજામાં. તું આળસુ૦ ૧
દુર્લભ દેવને દેહ મળી છે તને,
રટી લે રામજી રૂદામાં. તું આળસુ૦ ૨
વડી વધામણી આ મળ્યો છે ચિંતામણી,

ખોઇને હવે ખોટ ખામાં. તું આળસુ૦ ૩
જાણી જોઇનેરે કામધેનુ દોહિને,
પાછી કૂતરાંને પામાં. તું આળસુ૦ ૪
પ્રાણિ પાપી કલ્પ ઝાડ કાપી,
રખે ચેતવે ચૂલામાં. તું આળસુ૦ ૫
વિજની જયોતિ પરોવી લેવું મોતી,
દષ્ટિ રાખ દેખવામાં. તું આળસુ૦ ૬
અંતર આણી રૂષિરાજની વાણી,
જમને હાથ હવે જામાં. તું આળસુ૦ ૭



તારૂં શું છે તું જોને તપાસી,
જોને તપાસી તું જોને તપાસી. તારૂં શું૦ ટેક.
જાવું જાતે નહિ આવે સંગાથે,
ઓરો ઓસરી અગાસી. તું જોને૦ ૧
કુટી દુંણી લાવી ધખાવે ધુણી,
જ્યારે નાડચ જાય નાસી. તું જોને૦ ૨
વરૂ મચ્છર વડાં શિયાળ ગિધ કાગડા,
તનને રહ્યાં છે તકાસી. તું જોને૦ ૩
પાયદળ પાલખી છડી ચમર સૂરજમુખી,
સરવે સુપના વિલાસી. તું જોને૦ ૪
નગર નામથી ધરા ને દામ ધામથી,
એક દીન થવું છે ઉદાસી. તું જોને૦ ૫
દેખત ભૂલી રોગટ મરે કુલી,
રે અજબ વાત આ શી. તું જોને૦ ૬

વેદની વાચા ઋષિરાજ કહે સાચા,
વહાલા વૈકુંઠવાસી. તું જોને૦ ૭

( પદ-રાગ ગરબી. )

માથે કોપી રહ્યો છે કાળરે, ઉંઘ તને કેમ આવે;
પાણી પહેલી બાંધી લેને પાળરે, ઉંઘ તને૦ ૧
નથી એક ઘડીનો નિરધારરે, ઉંઘ તને૦
આતો સુપના જેવો સંસારરે. ઉંઘ તને૦ ૨
આવ્યા એળે ખોયો અવતારરે, ઉંઘ તને૦
તારા માથે છે જમનો મારરે. ઉંઘ તને૦ ૩
તારા મનનું ધાર્યું થશે ધુળરે, ઉંઘ તને૦
ચાર તોલાં છે મણમાં ભુલરે. ઉંઘ તને૦ ૪
કરી આવ્યો છે ગર્ભમાં કોલરે, ઉંઘ તને૦
બોલ આપેલું થાય છે કબોલરે. ઉંઘ તને૦ ૫
જોતાં જોતાં આયુષ્ય પુરી જાયરે, ઉંઘ તને૦
તારા ડહાપણમાં લાગી લાહ્યરે. ઉંઘ તને૦ ૬
કાંઠે આવેલું બુડશે ઝાઝરે, ઉંઘ તને૦
તારે કાજે કહે છે ઋષિરાજરે. ઉંઘ તને૦ ૭

આભડશેટમાં બુડયું બધું અંગરે, સારૂં થાય શી રીતે;
નથી નહાતો ગોદાવરી કે ગંગરે, સારૂં૦ ૧
દેવમંદિરમાં નથી કર્યો દીપરે, સારૂં૦
નથી કરતો તું ટેલીયાની ટીપરે. સારૂં૦ ૨
નથી ચપટી કરાવ્યાનો ચાલરે, સારૂં૦

ખાવા તાકે મફતનો માલરે. સારૂં૦ ૩
દેવ દરશનનું નિત્ય નથી નેમરે, સારૂં૦
આખી પૃથ્વીનાંબહારી લીધાંછેમરે. સારૂં૦ ૪
નથી વાવરતો દેવની દસુંધરે, સારૂં૦
નથી વાવરતો વિપ્રની વિસુંધરે. સારૂં૦ ૫
નથી દીધાં તીરથમાં દાનરે, સારૂં૦
નથી આપ્યાં અતિથીને માનરે. સારૂં૦ ૬
નથી કરતો તું ખળાની ખેરાતરે, સારૂં૦
રૂષિરાજની ન રાખી રૂદે વાતરે. સારૂં૦ ૭



( પદ—રાગ પરજ. )

ગોથાં ખાધાં ભવમાં ઘણાંરે,
થયો હાથે હેરાન;
ચિંતાને ડુંગરે જઇ ચઢયો,
હાંરે ભૂલ્યો પોતાનું ભાન,
ભજન વિના મુવો ભટકી. ૧
નાકકટાની ન્યાતમાંરે,
ઘણે હરખે ઘુંચાય;
એમાં તો નહિ મળે આબરૂ,
હાંરે શીદ અવળો ઉંજાય. ભજન૦ ૨
કાયા દમીને કલેશ વહોરીયોરે,
વિના સમજણુ વિચાર;
જાળવી જાણી ન જાતરા,
હાંરે જ્ઞાન વિના ગમાર. ભજન૦ ૩

ઉંધે માથે ઝુલે એકલોરે,
પોતે પૂજાવા કાજ;
મનમાની વાધે માનતા,
હાંરે એજ ફાવ્યો ઇલાજ. ભજન૦ ૪
નાગા ફરે કંઇક નાગડારે,
વળી વસ્તીમાં વાસ;
તપસીની બંધાણી ટોળીયો,
હાંરે ભુંડી અંતરમાં આશ. ભજન૦ ૫
જાળવે ઝીણાં જીવડાંરે,
જાણે કરીયે કલ્યાણ;
તાકે માણસનાં તુંબડાં,
હાંરે પાપી પળમાં લે પ્રાણ. ભજન૦ ૬
વાડે પુરાણાં વેવલાંરે,
બીજો જાણે નંહિ બોધ;
રચના સુણી રૂપિરાજની
હાંરે કરે અંતરમાં શોધ. ભજન૦ ૭

મતમાં ઘુંચાણાં મૂરખાંરે, જેવી પંખીની જાળ;
ઓઢીને રાખે અભાગીઆ, હાંરે ચેલા કરવા ચંડાળ,
બુડયાં ચોરાશીમાં બાપડાં૦ ૧
નીકળે તો દીજીયે નુંતરૂંરે, ભાવ ભક્તિ ભોજન;
વિચાર વાડીમાં વધામણાં, હાંરે પ્રભુ થાશે પ્રસન્ન. બુ૦ ૨
તૃષ્ણાના તોરમાં ટુટી મરેરે, જો જડીયે ન જંપ;
ધંધો કરીને ઢળી પડે, હાંરે સંત સાથે નહિ સંપ. બુ૦૩

ગળાં રેંશીને ઘણું કરેરે, નવ ખરચે ન ખાય;
પાપનો લઇને પોટલો, હાંરે અંતે એકીલો જાય. ભુ૰ ૪
પટલાઈ ડહોળવા પાપીયારે, ઉંધું બોલે અજાણ;
લાંચો ખાવા લાલચુ, હાંરે બાંધ્યા પડપંચે પ્રાણ. ભુ૰ ૫
હરી ભજન કયારે બ્હોરીયેરે, કહે છે નથી નવરાઇ;
રખડવા સુંઢે રાત્રણે, હાંરે આખી ઉમ્મર ગમાઇ. ભુ૰ ૬
ઠઠ્ઠાબાજીમાં ઠઠ્ઠા ઉચારે, બોલે બ્હેંકેલા બોલ;
રીઝે વાલ્યમ રૂષિરાજ કહે, હાંરે તેનો બાંધ્યો નહિ તોલ. ભુ૰ ૭

---

ઉંચે કુળે જીવ અવતર્યોરે, કર્યાં નીચેરાં કામ;
લપટાણો ખૂબ લોભમાં, હારે દહાડી જંખે છે દામ.
ભૂલો પડયો ભવજાળમાંo ૧
કુટુંબના કાંટા કારમારે, ભેદ્યાં સુંસરાં શરીર;
આમરૂને ડુંગરે આથડે, હાંરે શોક બચકી છે શીર. ભૂ૰ ૨
વહાલાં વરૂ વીંટી વળ્યાંરે, નથી નાઠાનો લાગ;
ખુંચે ખુમાશના કાંકરા, હાંરે તોએ નાવે વૈરાગ. ભૂ૰ ૩
કુપટી ગુરૂ મળ્યા કાગડારે, આંખો ફોડયાની આશ;
દશાસોડયો ડહાપણને બાંડુને, હાંરે ઉંચું ભાળે આકાશ. ભૂ૰ ૪
આડું જોઇને થાય આકળોરે, ઘણે દુઃખે ગભરાય;
ધંધા વંટોળની ધૂળમાં, હાંરે આંખો મીંચી અથડાય. ભૂ૰ ૫
તૃષ્ણા આંતરડીયો કળકળેરે, પાડે ભૂખે પોકાર,
પાપની ખાડમાં જઇ પડયો, હાંરે કુંણ ખમા કહેનાર. ભૂ૰ ૬
મારગ બતાવે કોઇ મહાત્મારે, તેનું માને નહિ વેંણ;
રૂઠે ચઢાવે રૂષિરાજ તો, હાંરે સ્હામાં ચઢાવે નેંણ. ભૂ૰ ૭

---

પોથી લઇને બેઠો પેટનીરે, નથી ભક્તિમાં ભાવ;
વ્હેમ ભરાણો વાંચતાં, હાંરે દામ ઉપર છે દાવ.
નહિ સરે કામ એમાં કોઇનું. ૧
આંધળી દળેને ખાય કુતરૂંરે, ન રહે થાળામાં લોટ;
હોકા પીયેને હુંકારા ધરે, હાંરે થાય કર્મ તણો કોટ. નહિ૦ ૨
પરિક્ષીત સાત દહાડે પહોંચીયારે, હરિ ચરણે હજુર;
સિત્તેર વીતી ગયાં સુણતાં, હાંરે દોષ કીધા નહિ દૂર. નહિ૦ ૩
લોભી લંપટ ભટ લાલચુરે, એવો આપે ઉપદેશ;
કરતા હોય સો કીજીયે, હાંરે માયા પીએ હમેશ. નહિ૦ ૪
કાકો અજમેર ગયા કાગળેરે, કરી વાંચનારે કાણ;
ગીતાનો અર્થ એવો ગોઠવે, હાંરે જીવ પામરની જાણ. નહિ૦ ૫
પાપી શ્રોતા હતા પહેલથીરે, ભુંડો સમજાણો ભેદ;
વાંદરનો ઘા થયો વાતમાં, હાંરે ત્રાસ પામ્યા છે વેદ. નહિ૦ ૬
ગોપીયોના રાસ ગાઇ ગાઇનેરે, ઉરે પેઠા અવગુણ;
રહોડાં થયાં રૂપિરાજ કહે, હાંરે હવે કહ્યું કરે કુણ. નહિ૦ ૭

( પદ–રાગ પરજ. )

માયામાં મનડું મોહ્યુંરે, પામર પ્રાણી;
પ્રભુ માંહે ચિત્ત ન પ્રોયુંરે, પામર પ્રાણી. ટેક.
જીવલડા ઊંધે માથે તું દશ મહિના ઝુલ્યો,
તે દહાડા હવે ભૂલ્યોરે. પામર૦ ૧
જોને લ્યા તુંનો બળતો નો જઠરાની ઝાળે,
ઉગાર્યો દીનદયાળેરે. પામર૦ ૨
કરકતા તારી કાયાને કૃમીયા ને કીડા,

પસ્તાતો આમી પીડારે. પામર૦ ૩
ખાટું ને ખારૂં તીખું જનેતા તારી ખાતી,
તે થકી બળતરા થાતીરે. પામર૦ ૪
મુંઝાતો મૂરખ આળા તે ચાંબડાની માંહી,
ત્રીકમજી બેલી ત્યાંહીરે. પામર૦ ૫
ગોઝારા તેં તો મળ ને મૂતરમાં ખાધાં ગોથાં,
પૂછાવી જોને પોથાંરે. પામર૦ ૬
સંભાર્યા સાતે મહિને રૂષિરાજ કહે છે સ્વામી,
અલબેલો અંતરજામીરે. પામર૦ ૭

( ગર્ભની સ્તુતિ વિષે. )

વ્હાલીડા ચઢજ્યો વ્હારેરે, બલવંત બેલી;
કપાશે બંધન કયારેરે, બળવંત બેલી. ટેક.
વહાલાજી મારા નથી આ વેળે કોઈ મારૂં,
છે શરણું એક તમારૂંરે. બળવંત૦ ૧
વહાલાજી મારા વડાઈ આપની વિચારો,
અપરાધ ન જોશો મારોરે. બળવંત૦ ૨
વહાલાજી મારા સગપણ તમારૂં એક સાચું,
બીજું તો સરવે કાચુંરે. બળવંત૦ ૩
વહાલાજી મારા પિતા તમે ને તમે માતા,
ભુધરજી મારા ભ્રાતારે. બળવંત૦ ૪
વહાલાજી મારા તમે છો દીન કેરા બંધુ,
શામળિયા ગુણના સિંધુરે. બળવંત૦ ૫
વહાલાજી મારા નબળી વખતના છો નાણું,

જગ સરવે મિથ્યા જાણું રે. બળવંત૦ ૬
શરણાંગત કેરી સંભાળ સ્વામી છો લેનારા,
રૂષિરાજ હૃદે રહેનારારે. બળવંત૦ ૭

ભુધર હું તમને ભુલ્યોરે, ભટકું છું ભવમાં;
એ માટે દુઃખમાં ડુલ્યોરે, ભટકું છું ભવમાં. ટેક.
સ્થાવરના ભવમાં જીવન હું ઝાડ થઈ થપાણો,
કોહેવાડે ત્યાંહી કપાણોરે. ભટકું છું૦ ૧
જનાવર કેરા જનમે ન સુખની વેળા જાણી,
પામ્યો નહિ વખતે પાણીરે. ભટકું છું૦ ૨
લાખો કેરા મેં અજના અવતાર બહાલા લીધા,
ત્યાં દૈત્યે ઝટકા દીધારે. ભટકું છું૦ ૩
સારંગના ભવમાં શરણો વિના હું પેરે ચાલ્યો,
ત્યાં સાણસડેથી ઝાલ્યોરે. ભટકું છું૦ ૪
કુતરાની કાયા પામીને વીણી ખાધા કડકા,
ત્યાં ભૂખના વેઠયા ભડકારે. ભટકું છું૦ ૫
અવતાર ખરને ઊંટોના કેટલાક કાઢયા,
અણુતોળ્યા ભાર ઉપાડયારે. ભટકું છું૦ ૬
રૂષિરાજ સાચા સ્વામી હવે તો શરણે રાખો,
લેઈ જનમ ચૂકયો છું લાખોરે. ભટકું છું૦ ૭

સાંભળજો સગા સાચારે, અલબેલા અરજી;
કથા નહીં બોલું વાચારે, અલબેલા અરજી. ટેક.
નરકની પીડા અઠયાવી કુંડમાં મેં ન્યાળી,

ગર્ભવાસે તો હદ વાળીરે. અલબેલા૦ ૧
મટાડો મહેરબાની કરીને સંકટ મારૂં,
વ્હાલા નહીં ગુણ વીસારૂંરે. અલબેલા૦ ૨
કથા તમારી કાન્હા હું સાંભળીશ કરણે,
તીર્થાટણ ચાલિશ ચરણેરે. અલબેલા૦ ૩
નારાયણ તમને નેહેથી નિરખીશ નેણે,
વળિ કીરતન ગાઈશ વેંણેરે. અલબેલા૦ ૪
સ્વામી તમારા હરિજનની કરીશ હાથે સેવા,
શિર નામિશ હું સુર દેવારે. અલબેલા૦ ૫
તથાપિ ત્રિકમ નાવે પતીજ. મારી તમને,
તો જમાન આપું જમનેરે. અલબેલા૦ ૬
ભગવતનું અરજી સુણી રૂખિરાજ કહે દિલ ભેટ્યું,
સંકટ પ્રાણીનું છેદશુંરે. અલબેલા૦ ૭

---

વીસાર્યા તેં વનમાળીરે, જીવલડા જુઠા;
ભરમાણો માયા ભાળીરે, જીવલડા જુઠા. ટેક.
આવ્યો છે તું આ દુનિયામાં દેહ ઈંદ્રી દમવા,
કયમ રસ્તે લાગ્યો રમવારે. જીવડલા૦ ૧
આવ્યો છે તું તો ભક્તિના ભેદ સરવે ભણવા,
કયમ ગણીત બેઠો ગણવારે. જીવડલા૦ ૨
આવ્યો છે તું તો ચતુરભુજને રસ્તે ચઢવા,
કયમ પાછો લાગ્યો પડવારે. જીવડલા૦ ૩
આવ્યો છે તું તો જમડાની આપીને જમાની,
એ ભૂલ્યો કેમ અજ્ઞાનીરે. જીવડલા૦ ૪

આવ્યો છે તું તો ગુણરે ગોવિંદજીના ગાવા,
કયમ લાગ્યો મોહ મચાવારે. જીવડલા૦ ૫
આવ્યો છે તું તો બદરીપતીનું ધરવા ધ્હાનું,
કયમ છળ આદરિયું છાનુંરે. જીવડલા૦ ૬
આવ્યો છે તું રઘુવરને રૂપિરાજ કહે રીઝાવા,
કયમ જોયું જમપુર જાવારે. જીવડલા૦ ૭



જતી રહેશે કાલ જવાનીરે, છાકે છે શાથી;
દિલડાની ટાળ દિવાનીરે, છાકે છે શાથી. ટેક.
શોભીતો તેં તો માન્યો છે દેહ તારો સાચો,
છે કાયા ઘડુલો કાચોરે. છાકે છે૦ ૧
મનસૂબો તેં તો ધાર્યો છે દેહ માટે મોટો,
છે પાણીનો પરપોટોરે, છાકે છે૦ ૨
કોઈ દહાડો તેં તો પડવાની ધારી નથી કાયા,
પણ વાદળની છે છાયારે. છાકે છે૦ ૩
ટળિ જાશે જોતાં જોતાંમાં દેહ પ્રાણી તારો,
જેમ વિજળીનો ઝબકારોરે. છાકે છે૦ ૪
જોને હ્યા સૂતા શમશાને કંઇકિ તારા જેવા,
નવ કોઈ રહ્યા સુખ લેવારે. છાકે છે૦ ૫
હજારો ઉપર હુકમ ચલાવતા હાકમડા,
પણ ઝડપી ચાલ્યાં જમડારે. છાકે છે૦ ૬
રસનાયે જીવડા રટરે રૂપિરાજ કહે છે રાંસૂચો,
જે વિશ્વ સકળમાં વસિયોરે. છાકે છે૦ ૭



માને છે મારૂં મારૂંરે, જાગીને જોને;
તલભાર નથી કાંઈ તારૂંરે, જાગીને જોને. ટેક.
માણુક ને મોતી કેરી દુકાનો જેણે માંડી,
હીંડ્યા લેઈ ફુટી હાંડીરે. જાગીને૦ ૧
ભંડાર ધનના ભરિયા ભૂપાળે બજવી ભાલા,
પણ ચાલ્યા ઠાલામાલારે. જાગીને૦ ૨
કીરતિયો જેનાં નાણાંની સંભળાતી કાને,
તે સૂતા જઇ શમશાનેરે, જાગીને૦ ૩
સંચરતા હાથી ઘોડા હજારો જેની સાથે,
તે હીંડ્યા ખાલી હાથેરે. જાગીને૦ ૪
સંસાર સરવે દેખીને ડરતો જેની શેહેમાં,
તે ચોટ્યા જઇને ચેહેમાંરે. જાગીને૦ ૫
કીધાં હોય હાથે કરીને દાન પુન્ય કોડે,
તે જાય જીવની જોડેરે. જાગીને૦ ૬
રૂષિરાજ કહે હૃદયામાં રહેનારા જેથી રીઝે,
કામો તો એવાં કીજેરે. જાગીને૦ ૭



નારાયણ નર નારાયણરે, જીભેથી જપને;
પ્રાણી દા હરિ પારાયણરે જીભેથી જપને. ટેક.
પહેલેથી મ્હોને ચેતવવા મોકલ્યાં છે પળીયાં,
વળી ગાતર સરવે ગળીયાંરે;. જીભેથી૦ ૧
કેડયોમાં વસિયું કળતર ને પગનું બળ પરવાર્યું,
હાથોનું જોરજ હાર્યુંરે. જીભેથી૦ ૨
વંઠી ગયાં વેંણાં નેણાંનું તેજ માંડયું ટળવા,

બળ સરવે લાગ્યું બળવારે. જીભેથી૦ ૩
લાખેશ્રીની પદવી તાકે છે હજી લેવા,
જવ નહિ વધે વડ જેવારે. જીભેથી૦ ૪
અવતાર પાછો માણસનો આવશે નહિ આવો,
પછે થશે પસ્તાવોરે. જીભેથી૦ ૫
પરવારી લેને પ્રાણી શા સુખથી સુવે છે,
જમડા તો વાટ જુવેછેરે. જીભેથી૦ ૬
રૂપરાજ કેરી રચના તું અંતરમાં ઉતારે,
માં જીતી બાજી હારેરે. જીભેથી૦ ૭

---

( કાળના ભય વીષે–રાગ ગરબી. )

જીવડલા આજ કે કાલ જાવું,
ઉડી જાશે રાખ થઇ તન આવું; જીવડલા૦ ટેક.
પડયાં જાળે પંખી તે પકડાશે,
કમળ ખીલ્યાં તે તો ખચિત કરમાશે;
જનમેયા તે તો જરૂર મરિ જાશે. જીવડલા૦ ૧
ગયા જેને ગાદિપતિ બાઈ ગોથાં,
પડયાં મૂકી ચાલીયા પંડિત પોથાં;
થયાં પછી થોરે સડી સડી થોથાં. જીવડલા૦ ૨
ખમા ખમા કહેવાતા પડતાંઆખડતાં,
ચતુરંગી જેને પુંઠે દળ ચઢતાં;
જુઓ એનાં નામ હવે નથી જડતાં. જીવડલા૦ ૩
ગુણીજન જેની આગળ નિત્ય ગાતા,
વળી દેશ વિદેશમાં વખાણાતા;

તે તો ગયા કાળના પૂરે તણાતા. જીવડલા૦ ૪
નવા નવા પોશાક પહેરી નિકળતા,
મ્હોટા મ્હોટા મહિપતિને જઈ મળતા;
બહુ એવા ભાળ્યા મસાણમાં બળતા. જીવડલા૦ ૫
ફુલો કાને લટકાવી ફાંકડા ફરતા,
ધમ ધમ ધરતી ઉપર પગ ધરતા;
દીઠા એ તો નજરે ઠાઠ ડેયોમાં ઠરતા. જીવડલા૦ ૬
જેને ઘેર ગડગડ ત્રંબાળુ ગાજે,
વળી વાજાં છત્રીશ વેગમાં વાજે;
રાજા એવા જલતા જોયા રૂપેરાજે. જીવડલા૦ ૭

રે મનડા માન સાચું છે મરવું,
ખીલ્યાં પાંદડાં એને નહીં મટે ખરવુંરે. મનડા૦ ટેક.
પડશ્યા ચેહમાં કંઈક તો વરસ પચીશે,
વળી કેટલાક તો વહે ગયા વીશે;
ત્રિયા મ્હેલી ટળવળતી કોઈયે ત્રીશેરે. મનડા૦ ૧
ખુટે કાળે કેક અગાશીથી ખસિયા,
રહ્યા ખપી પરદેશમાં કેક રસિયા,
દીઠા કઈક દેહોત વિષહરે ડસિયારે. મનડા૦ ૨
બાળાવયમાં શોધી લીધાં કંઈક બળીયે,
ફર્યાં જાણે વાંદર ચોળાની ફળીયે,
કાહાડી નાંખ્યા કંઈકના વંશ કોગળીયેરે. મનડા૦ ૩
બળી ગયા ભૂમી વિષે કંઈક ભોગી,
ઉડી ગયા કંઈક તારી આગે ઉદ્યોગી;

જતા રહ્યા જાણુ દિગંબર જોગીરે. મનડા૦ ૪
નિચું કરી કાંધ ન કોઇને નમતા,
માહા અભિમાન અંને અતિ મમતા,
ભાળ્યા એના શમશાને કાગડા ભમતારે. મનડા૦ ૫
લખેશરી ક્રોડપતી કંઇક લોકો,
હતો જેના હાથમાં હેમનો હોકો,
પડી ગઈ એવાની ઓચંતી પોકોરે. મનડા૦ ૬
સહી ન્હોય સુપનાની દોલત સાચી,
કાયા માયા એજ રીતે જાણુ કાચી,
રણે રૂપેરાજ કહે જાઓ રાચીરે. મનડા૦ ૭

( પદ, રાગ ધોળ. )

માયા માયા કરતો મૂરખ, ઠામ ઠરી નવ બેઠોરે;
સંતસભામાં સ્નેહ ન રાખ્યું, પાપસભામાં પેઠોરે. ૧
અલપ જીવનની આશા લાંબી કોતક આતે કેવુંરે;
ફાંસી દેતાં ચડવું ફુલેકું, આ જગનું સુખ એવુંરે. ૨
તરવાર ઉપર મધનુ ટીપું, જીભડી જુદી થાશેરે;
વરણાગીમાં વાંકો ચાલે, જમડા ઝાલી જાશેરે. ૩
કીડા વળુરૂં ફતડું દોડે, જંપે નહિ તે જરિયેરે;
વિષય વળુદ્રો લળખાં વાંણે, ડુબ્યો દુઃખને દરિયેરે. ૪
કલાલ કેરા ઘરનો ઉંદર, દારૂ પીને ડોલેરે;
ઝડપ કરીને મીનિયે ઝાલ્યો, ફાડી કાળજ ફોલેરે. ૫
ભાદરવાનો ભીંડો તે તો, વિલાઈ જાશે વ્હેલોરે;
ધન જોબનના ધસધસાટમાં, ગરવ કરે તે ઘ્હેલોરે. ૬

ખારા રણુમાં ખૂટલ આણી, મૃગજળ દેખી મોહ્યોરે;
રૂષિરાજની શીખ ન રાખી, અજગળુ આંચળ દોહ્યોરે. ૭

માથા ઉપર મ્હોત ભમે છે, પડાક પકડી જાશેરે;
મનમાં ધાર્યાં મનમાં રહેશે, અવળા પડશે આશેરે. ૧
કયાંથી આવ્યો કયાંય જવાનો તપાસ કરને તેનોરે;
શોધી કાઢને સદ્ગુરૂ જોશી, ઉકેલ પાડે એનોરે. ૨
સો મણુ તેલે સૂઝ પડે નહિ, વણુ દીવે અંધારૂં;
જ્ઞાન વિના બહુ ગોથાં ખાધાં વળગ્યાં હું ને મારૂંરે. ૩
ડહાપણુ બધા જગતનું ડહોળ્યું, નજર નિર્મળી નાવીરે;
વાટે ઘાટે વઢતો હીંડયો, ફોગટ ફજેતી ફાવીરે. ૪
અખો.રેયાને સૂગ ન આવે, ભટકે ભુંડે ઠામરે;
વંઠલ જીવને વિચાર નાવે, કરતાં કાળું કામરે. ૫
શ્વાન પૂંછડી સોયે વરષે, કાઢી તોયે વાંકીરે;
ટીલું કરતાં ત્રેપન વીત્યાં, ભુંડી વાણી ભાખીરે. ૬
કાશી જાત્રા કરી કાગડે, વિષ્ટા રહી ગઈ વ્હાલીરે;
રૂષિરાજની શીખ ન રાખી, ખોયો મનખો ખાલીરે.

અનંત જનમનું અજ્ઞાન વળગ્યું, દેખ્યા દુઃખના દહાડારે;
સુપને સાચા સદ્ગુરૂ ન મળ્યા, વેઠેલ મળિયા વાહારે. ૧
એ માટે આથડે અભાગી, ચોરાશીને ચાકેરે;
અશુભ કરમનો પાર ન આવ્યો, છળમાં હજીયે છાકેરે. ૨
કોક પુન્યના જોગે કરીને, નરતન મળિયું નાવરે;
ખેવટીને ખોળી જુવે તો, લાખેણો છે લ્હાવરે. ૩

રસ્તે જાતાં રતન ચિંતામણુ, મળિયું જેને માણીરે;
ભીખારણુ થઇ સ્વપ્ને ભોગી, રાજા કેરી રાણીરે. ૪
જાગી જુવે તો ઝુંપડી દીઠી, ઓઝલ ન મળે એકરે;
મનખા ટાણું મટી જશે તો, દુઃખના દરીયા દેખેરે. ૫
અક્કરમીને અમૃત લાધ્યું પીતાં આળસ આણીરે,
ઢળી ગયું ને રૂવે મ્રુશકે કામ થયું ધૂળધાણીરે. ૬
આ ભવ હારે એ તો એવો, ભાગ્ય વિના મરાળરે;
રૂષિરાજ કહે ચેતીને રહેને, કોપી રહ્યો છે કાળરે. ૭



ખટ જોજનની ખેપ કરીને, ગોધે ખેંચી ઘાણીરે;
સુગુરૂ વિનાનું સાધન શિખ્યો, પત્થર ઉપર પાણીરે. ૧
દમડા માટે દેશવિદેશે, ચિંતા લઇને ચાલેરે;
ઊંટ હોઠની આશા જેવી, શિયાળુવાને સાલેરે. ૨
દિશ ભૂલીને અવળી દિશાએ, ધમ ધમ કરતો ધાયોરે;
મનમાં જાણે મજલ કરૂં છું, દેખીતો છે ડાહ્યોરે. ૩
પરગામ જઇને છોલો પડીયો, પનોતી પગને પુણીરે;
સદ્દગુરૂ કેરા સંગ વગર તો, અક્કલ એવી ઉણીરે. ૪
સાધન કરતાં છયાશી વીત્યાં, સમજણ રહી ગઈ છેટેરે;
અંતર દૃષ્ટિ જરા ન આવી, ભગવત કયાંથી ભેટેરે. ૫
ચતુરાઈમાં શીદને ચમકે, સુગરી તુજથી સારીરે;
મધનો પૂડો માખી બનાવે, જાળી જગથી ન્યારીરે. ૬
રામ ચરણુમાં રઢ નવ લાગી, ફાંફાં માર્યાં ફોકરે;
રૂષિરાજની શીખ રાખજે, સમાઈ જાશે શોકરે. ૭

ઇતિ પામરનું અંગ—પ્રથમ પ્રકરણ સમાપ્ત.

# અથ વિષયોનું અંગ.

## પ્રકરણ ૨ જું.

(પદ-રાગ પરજ.)

હાંરે જોને જાગીરે જોને જાગી,
હાંરે ઉઠ આળસ મ્હેલીને અભાગીરે; જોને જાગી. ટેક.
હાંરે હલાં હલાં હલાં થાય જમનાં હકારાં,
હાંરે માથે વાગે છે મ્હોતનાં નગારાંરે. જોને૦ ૧
હાંરે તું તો ખાટયો છે ખેતરને ખેડી,
હાંરે હૈયાફુટયા ચાલી તારી હેડીરે. જોને૦ ૨
હાંરે તું તો નહાલ થયો મેળવીને નાણાં,
હાંરે આજકાલ થતાં આવશે આણાંરે. જોને૦ ૩
હાંરે તું તો ફુલ્યો છે આબરૂની ફાંગે,
હાંરે એ તો કબજે કીધેલ છે કાળેરે. જોને૦ ૪
હાંરે કુડાં કર્મ કરી મેળવી કમાણી,
હાંરે એ તો અંતે થવાની ધુળધાણીરે. જોને૦ ૫
હાંરે શીદ હરખે છે કામ કરી હીણું,
હાંરે ચેત તું તો છે કાળનું ચવીણુંરે. જોને૦ ૬
હાંરે રૂષિરાજ તણી રાખ કાંક રેહેણી,
હાંરે કશી કામ નાવે એકલી કેહેણીરે. જોને૦ ૭

હાંરે લોભ લાગ્યોરે, લોભ લાગ્યો;
હાંરે તારે હાથે કરીને માર માગ્યો. લોભ૦ ટેક.
હાંરે દશ મળે તો પચીસ લેવા દોડે,
હાંરે જુલમ કરી કરી દમડા જોડેરે. લોભ૦ ૧
હાંરે મળે સેંકડું તો ચાહે આધી વાનો,
હાંરે તારા ઘટમાં હજાર કેરી ઘાતોરે. લોભ૦ ૨
હાંરે ભોગજોગે હજારને ભાળે,
હાંરે પછે લાખ તણી લાલચો ઉછાળેરે. લોભ૦ ૩
હાંરે લાખ મળે તોયે નહિ વાળે લામણો,
હાંરે બુમ પાડી પાડી લોભ કરે બમણોરે. લોભ૦ ૪
હાંરે ક્રોડપતિ થવા આદરે ઉધામા,
હાંરે મોટા શાહુકાર આવે ઉઠી સ્હામારે. લોભ૦ ૫
હાંરે પછે અરબ ખરબ તણી કરે આશા,
હાંરે જ્ઞાન વિના તો ના મટે નિસાસારે. લોભ૦ ૬
હાંરે રૂષિરાજ કહે લોભ રાગ મોટો,
હાંરે ત્રણ લોક તણું રાજ તોએ ટોટોરે. લોભ૦ ૭

---

હાંરે જીવ પાપીરે જીવ પાપી,
હાંરે કુડી કલ્પના હજી તેં ન કાપીરે. જીવ પાપી૦ ટેક.
હાંરે દોષ બુદ્ધિયે દેખે પરાઈ દારા,
હાંરે તારી આંખ્યોમાં ઘાલને અંગારારે. જીવ પાપી૦ ૧
હાંરે તારા હીણી વાતે કાન છે હઠીલા,
હાંરે માગે અણીદાર ખેર તણા ખીલારે. જીવ પાપી૦ ૨
હાંરે લુંડ લવરી તો ગોળ જેવી લાગે,

હાંરે તારી જીભડી જરૂર ડામ માગેરે. જીવ પાપી૦ ૩
હાંરે ચિત્ત કરે ભાત ભાતના ચાળા,
હાંરે કશું નહિ બને કર્મના કાળારે. જીવ પાપી૦ ૪
હાંરે હૈયે હુંપદની નિત્ય બળે હોળી,
હાંરે આખી ઉંમર તો રાખમાં રોળીરે. જીવ પાપી૦ ૫
હાંરે જુઠા બોલમાં ન વળ્યો જંપ જરીયે,
હાંરે દોટ કાઢીને પડયો દુઃખ દરિયેરે. જીવ પાપી૦ ૬
હાંરે તારૂં મન ભૂત તણી પેરે ભટકે,
હાંરે રૂખિરાજ તણા સંત જોઈ છટકેરે. જીવ પાપી૦ ૭

---

હાંરે લેને લ્હાવોરે લેને લ્હાવો,
હાંરે હવે નહીં મળે ફરી યોગ આવોરે. લેને૦ ટેક.
હાંરે કપટ મ્હેલીને કામકાજ કરીયેરે,
હાંરે સાસ ઉસ્સાસે શામળો સમરીયેરે. લેને૦ ૧
હાંરે સંત મેળાવો નીરખીયે સ્નેહે,
હાંરે દોષ અડવા ન દીજીયે દેહેરે. લેને૦ ૨
હાંરે ચરણ પામ્યો છે ચાલવાને માટે,
હાંરે તીરથ સંચરીયે ન રાવણાને સાટેરે. લેને૦ ૩
હાંરે લોક લાજ તજી રામ નામ લીજે,
હાંરે પાત્ર પરખીને અન્નદાન દીજેરે. લેને૦ ૪
હાંરે તન તોડીને હરીગુણ ગાઇયે,
હાંરે સાચા મારગમાં શીદને સંતાઇયેરે. લેને૦ ૫
હાંરે હરી અર્થ કરી લેને તારી માયા,
હાંરે પડી રહેશે તે માણસે પરાયારે. લેને૦ ૬

હાંરે રહેણી રહ્યા પછી કહેણી તો કથી જે,
હાંરે રૂષિરાજ તણી રીતે રામ રીઝેરે. લેને૦ ૭

(રાગ ફાગ.)

ભજન વિના મૂરખ મરે રખડીરે, ભજન વિના. ટેક.
કંઈક દિવસ કંકાસમાં કાઢ્યા,
કંઈક દિવસ તને ઉંઘ નડીરે, ભજન વિના. ભજન૦ ૧
કંઈક દિવસ તો બાળપણે બગડયા,
જવાની તો દીવાની જેવી બગડીરે, ભજન વિના. ભજન૦ ૨
કંઈક દિવસ બુઢ્ઢાપણે બગાડયા,
ગોવિંદને સમર્યા ન ઘડીરે, ભજન વિના. ભજન૦ ૩
મુખમાં છળ કરમાં છળ કપટી,
છાતી વચ્ચે છળોની સઘડીરે, ભજન વિના. ભજન૦ ૪
કંઈક દિવસ ખોયા કજીયામાં,
ચલમ કલમની કેફ ચઢીરે, ભજન વિના. ભજન૦ ૫
આજકાલ કરતાંરે અધરમી,
પંડ જશે પળ મહીં પડીરે, ભજન વિના. ભજન૦ ૬
સાંભળ કહે રૂષિરાજ શિખામણ,
જમડા બાંધી જશે જકડીરે, ભજન વિના. ભજન૦ ૭

ભજન વિના અફળ જનમ તારોરે, ભજન વિના. ટેક.
દેવ વિનાનું શુનું જયમ દેવળ,
પાણી વિના પનઘટ અ રોરે, ભજન વિના. ભજન૦ ૧
માન વગર મેમાન જગતમાં,

દાન વગર નહિ સારોરે; ભજન વિના. ભજન૦ ૨
કાન વિનાની કથા સુણવી જ્યમ,
જ્ઞાન વિના ઘોઆરોરે, ભજન વિના. ભજન૦ ૩
પાણી વિના કદી પ્યાસ મટે નહિ,
ડહોળ ભલે દરિયો ખારોરે, ભજન વિના. ભજન૦ ૪
પેટ અરથ બોલે શીદૂં પ્રાપી,
હરી અંરથે કરય્ય હોકારોરે, ભજન વિના. ભજન૦ ૫
માન વચન કહે મુખ ઉપર,
પુષ્કળ પડશે પેંજારોરે, ભજન વિના. ભજન૦ ૬
ચેત ચેત રૂષિરાજ કહે છે,
વિઠુલ વરવાનો વારોરે, ભજન વિના. ભજન૦ ૭

---

( શ્રી રૂષિરાજ મહારાજના સંપ્રદાય વિષે–પદ, રાગ ગોડી. )
ચાલ હમારી ચાલો,
હમારા હો તે ચાલ હમારી ચાલો. ટેક.
છત્રીશ પાખંડ સર્વે તજીને,
જુનો મારગ ઝાલો. હમારા૦ ૧
જે મારગે સનકાદિક સંચર્યા,
પ્રેમ તણો પીતે પ્યાલો. હમારા૦ ૨
જે મારગે સ્હામો આવે [illegible]ળિયો,
નટવર નંદાજીનો લાલો. હમારા૦ ૩
જે મારગે પાંચ પાંડવ પરવર્યા,
ઝાલી ભજનનો ભાલો. હમારા૦ ૪
જે મારગે કરે વીર વોળાવું,

બળવંત લછમન બાલો. હમારા૦ ૫
જે માર્ગે હરી ભરપૂર ભાસે,
ઠામ ન દીસે કોઈ ઠાલો. હમારા૦ ૬
જે માર્ગે રૂષિરાજ કે' વાલમો,
બ્હાલાથી લાગરો બ્હાલો. હમારા૦ ૭

---

( રહેણી પાળવા વિષે. )

રાખોને રીત હમારી,
હમારા હો તે રાખોને રીત હમારી. ટેક.
જાણી જોઇને કોઇ જીવ ન મારવો,
કૈફની કરશો માં યારી. હમારા૦ ૧
દારૂ માંસ ચોરી પર દારા,
ચારે હરામ જેવાં ધારી. હમારા૦ ૨
દેવ બ્રહ્મ વળી વેદની નિંધા,
ખારાથી જાણજો ખારી. હમારા૦ ૩
જુઠું વચન કદી જીભે ન બોલવું,
પવિત્રાઈ મને પ્યારી. હમારા૦ ૪
પોતપોતાનો ધર્મજ પાળવો,
દયા દિલમાં ઉતારી. હમારા૦ ૫
નારાયણની નવધા ભક્તિ,
ભવ સંકટ ભાગનારી. હમારા૦ ૬
રૂષિરાજની આ રીત પાળશો,
તો તરશો સંસારી. હમારા૦ ૭

( શ્રી રૂષિરાજ મહારાજની ઉદાસી વિષે. )

આટલી વાત્તે ઉદાસી,
અમારૂં દિલ આટલી વાતે ઉદાસી. ટેક.
હરિ સ્મરણનો તાર તુટે તો,
પ્રાણ જશે જાણે નાસી. હમારૂં૦ ૧
નાસ્તીકનું મુખ નજરે પડે તો,
તન મન કંપે છે ત્રાસી. હમારૂં૦ ૨
ભેખ ધર્યો તોએ માયાના ભોગી,
અરરર સમજણ આ શી. હમારૂં૦ ૩
કથામાં આડી વાતો કરે તો,
વદન મૂકો એ વાસી. હમારૂં૦ ૪
નારી કે નર નજરે ગમે નહિ,
રૂપ ધનરાજનાં મિજાસી. હમારૂં૦ ૫
ધ્યાનની વેળે કોઇની વાણી ન ધાને,
તે વાણે કારમી કજીયાશી. હમારૂં૦ ૬
કરજ કરે રૂષિરાજને કારણેરે,
એતો ઉદાસી વળી ખાસી. હમારૂં૦ ૭

---

( પ્રસન્નતા વિષે )

રહે છે જોઇ જોઇ રાજી,
હમારૂં દિલ રહે છે જોઇ જોઇ રાજી. ટેક.
નામ મધ્યે એક નરરે નારાયણ,
ધ્યાન મધ્યે એ ધરિયાજી. હમારૂં૦ ૧
વ્યસની વાણિમાં પ્રાણથી વ્હાલી,

ગોવિંદે ભાખેલી ગીતાજી. હમારૂં૦ ૨
આશ્રમમાં એકલશૃંગીનો આશ્રમ,
જામે છે ત્યાં પ્રીત ઝાજી. હમારૂં૦ ૩
તેત્રીશ કોટીમાં સૂરજ શંકર
વિષ્નુ વિગ્નેશ ને અંબાજી. હમારૂં૦ ૪
પ્રેમી જનને તો પ્રાણ સોંપીશું,
દુરીજન છોને બળે દાઝી. હમારૂં૦ ૫
દુરીજનથી રૂષિરાજને દાવો,
સમજુ તો સંત સગાજી. હમારૂં૦ ૬



( ધીરજ વિષે–રાગ ધોળ. )

ધીરજ ધરને અરે અધીરા, ઇશ્વર દેશે અન્ન જોને;
ખલક તણો છે પ્રભુને ખટકો, માને સાચું મન્ન જોને. ૧
જન્મ્યા પહેલાં જગના નાથે, ઉપાય સોધ્યો શુદ્ધ જોને;
હાડ માંસના હૈયા મધ્યે, દેવે સરજ્યું દુધ જોને. ૨
કોશંટામાં કીટ વસે છે, ઇશ્વર પુરે અહાર જોને;
હાથીને મણ કીડીને કણ, ચાર પગાંને ચાર જોને. ૩
મસીદ કેરા કેલ મિનારા, ઉપર ઉગ્યાં ઝાડ જોને;
પથરા ઉપર પાણી પામે, પરમેશ્વરનાં પાડ જોને. ૪
અજગર સુતો અરણ્ય મધ્યે, ડગલું નવ દે દોટ જોને;
વિશ્વંભરનું બરદ વિચારો, ખાવાની શી ખોટ જોને. ૫
અનળ જનાવર રહે આકાશે, મદઝર ભાખે મોટા જોને;
જગના માટે હરિયે જમાવ્યા, ગગને જળના ગોટા જોને. ૬
મરાળ કેરો ચારો મોતી, વખતે આપે વહાલો જોને;

રૂષિરાજ કહે રામ ભરૂસો, રાખી મગને મ્હાલો જોને. ૭

બાળક રૂવે બળવા માટે, માતા સમજે ન મર્મ જોને;
પ્રાણી કેરી મરજી પરખે, ધરણીધરનો ધર્મ જોને. ૧
ચાંચ બનાવી તેને ચિંતા, કાયર મન શીદ કરિયે જોને;
પેટ ઘડયું તે પોષણ કરશે, ફિકર તજીને ફરિયે જોને. ૨
માણુક મોતી મોઘાં કીધાં, ઘરથી સોંઘાં ધાન જોને;
અમૃત જેવાં પાણી અમથાં, દીનબંધુનાં દાન જોને. ૩
સુરજ આપે પ્રકાશ સહુને, દમડી ના પડે દેવી જોને;
વગર બદામે વાસ વાયરો, કેશવ કરૂણા કેવી જોને. ૪
સુરપંખીને સોમણુ નિત્યે, ખાવા જોઇયે ખીર જોને;
દુધલડાના દરિયા કાંઠે, સરજ્યાં એનાં શરીર જોને. ૫
જનમ્યાં તેને જીવાડવાની, માવીતરને મમતા જોને;
વિશ્વપિતા છે વિશ્વંભરજી, શાથી ન ધરે શમતા જોને. ૬
અજબ દયા છે અલબેલાની, હૈયું રાખો હાથ જોને;
રૂષિરાજ કહે પતીજ રાખો, બેલી બદ્રીનાથ જોને. ૭

શું કરવા તું સુખને માટે, હે છે દોડા દોડ જોને;
તારાં સુખ તો તુજને શોધે, સુઇ રહે તાણી શોડ જોને. ૧
માગ્યા વિના મળે મેહુલા, માગ્યે મળે તો માગી જોને;
મ્હોત સરખું માગ્યે ન મળે, જીવડલા તું જાગી જોને. ૨
અવસર વિના ફળ નવ આવે, સોમણુ પાણી સીંચી જોને;
પુત્ર વિના પારણિયું ખાલી, સો મણ સાકર વહેંચી જોને. ૩
માગ્યા વિના સુખ ન મળે તો, સંકટ આવે શ્યાથી જોને;

બારણિયામાં સરવે બાંધત, હેમ ભરેલા હાથી જોને. ૪
જગમાં સર્વે પુત્ર ઝુલાવત, વાંઝણી ન રહત વનિતા જોને;
લાલચ રાખે લાભ મળે તો, કોઈ ન દેખત દીનતા જોને. ૫
ભાગ્ય પ્રમાણે ભોગવવાનું એતે કયમ થાય અળગું જોને;
કોટી ઉપાયે કેડ ન મ્હેલે, વજ્ર થઈને વળગ્યું જોને. ૬
હિંમત રાખી હરી ભજી લ્યો, બીજી આશા બાળ જોને;
રૂષિરાજ કે' સુખ દુઃખ રચના, ભાવ કરીને ભાળ જોને. ૭



ધીરજ રાખે તેને ધન્ય છે, બને નહી બેભાન જોને;
પાંડવ પાંચે વન પરવરિયા, દુઃખને દીધાં માન જોને. ૧
હરિશ્ચંદ્રની હરી સંગાથે, લગની કેવી લાગી જોને;
અંત્યજ ઘેરે આપે વસિયા, ભવની ભાવટ ભાગી જોને. ૨
પ્રહેલાદજીને પૂરણ પીડા, દૈત્યપતિયે દીધી જોને;
સુખના જેવી સહન કરી તો, કેશવે રક્ષા કીધી જોને. ૩
શેર મળ્યું નહિ સુદામાને, તોપણ આનંદ લેતો જોને;
મોળી ભાજી વિદુરે માની, સૂતર જેવી શેરો જોને. ૪
મયુરધ્વજરાયે મસ્તક મધ્યે, કરવત લીધું મોડે જોને;
સગાળશાહે સુત વધેર્યો, ત્યાગી દીકો ટોડે જોને. ૫
રંતીદેવના રૂદીયા મધ્યે, ઝરણા કેરો યોગ જોને;
માધવદાસે લીધો માગી, રાજી થઈને રોગ જોને. ૬
દુઃખને દેખી હરિજન ન ડરે, કરે ફિકરના ફાકા જોને;
રૂષિરાજ કહે રઘુવર બંદા, કાળ તણા પણ કાકા જોને. ૭



( પદ, રાગ ગરબી. )

ભમતાં વીત્યા ભવ કેટલારે,
ગણુતાં પામે નહિ કોઇ પાર હો લાલ,
દુઃખના સાગરમાં કોઇ ડુબિયોરે,
અગણિત ફેરા તું આથડયોરે,
ચાળવી નાંખી ખાણુયો ચાર હો લાલ; દુઃખના૦ ૧
કોટિક કલ્પની છે કલ્પનારે,
મિથ્યા મોહ ભર્યો મનમાંહિ હો લાલ; દુઃખના૦
હજિયે હેત હરીથી ના કર્યુંરે,
અવળે માર્ગે શિદને ઉજાય હો લાલ. દુઃખના૦ ૨
અગણિત ફેરા તેં ઇંદ્રનીરે,
ગાદી ભોગવી મૂઢ ગમાર હો લાલ; દુઃખના૦
તોય તરિયાનો નરક્યો રહ્યોરે,
ધરપત નાવી પડયો ધિક્કાર હો લાલ. દુઃખના૦ ૩
કોટિક ફેરા થયો કામનીરે,
ત્યાં તો ભોગવેયા ભરથાર હો લાલ; દુઃખના૦
તોયે મોહ ટળ્યો નહિ માંસનોરે,
ગરધવ જેવો તું તો ગમાર હો લાલ. દુઃખના૦ ૪
ભવ ભોગવિયા ભુંડનારે,
ત્યાં તો જણુતરનો નહિ ત્યાગ હો લાલ; દુઃખના૦
તોયે દીકરા કાજે દોડનોરે,
જેવો કુંભ તકાસે કાગ હો લાલ; દુઃખના૦ ૫
લાખો ફેરા લાખેશરીરે,

થઇને નાણાં રાખ્યાં થોક હો લાલ; દુઃખના૦
તોયે દમડાની દુગધા રહીરે,
પૈશા માટે મ્હેલે પોક હો લાલ; દુઃખના૦ ૬
જળ થળ જનમ ધર્યા તેં જીવડારે,
લેશ ન આવી તોયે લાજ હો લાલ; દુઃખના૦
ધરપત વાળે તો ધન્ય છેરે,
રામ રટણ કર કહે રૂખિરાજ હો લાલ; દુઃખના૦ ૭

( વિષયીને શિખામણ વિષે—રાગ ગરબી )

પછે નહિ મળે હાવો જયોગરે, અવસર આવ્યો છે;
રૂદે વાધે છે વાસના રોગરે, અવસર આવ્યો છે. ૧
ભલે પામ્યો તું તો ભરતખંડરે, અવસર૦
દુર થઇ જાય જમનો દંડરે; અવસર૦ ૨
વળિ રૂડા દેશે મળ્યો વાસરે, અવસર૦
થાને દીનબંધુનો દાસરે; અવસર૦ ૩
નાથે નિરખવા દીધાં વળિ નેંણરે, અવસર૦
વદિ લેને તું સત્યનાં વેંણરે; અવસર૦ ૪
વળિ દીધા છે હરીયે હાથરે, અવસર૦
હવે શોધી લે સંતનો સાથરે; અવસર૦ ૫
છતિ દેહે તું થઇ જા સંતરે, અવસર૦
કેડ બાંધીને ભજ ભગવંતરે; અવસર૦ ૬
વેદ શાસ્ત્ર પૂરે છે સાખરે, અવસર૦
રૂખિરાજની શિખામણ રાખરે; અવસર૦ ૭

નથી જાણુતો એકાદશીનું નામરે, રામ તને કેમ રીઝે.
નથી ફર્યો પરમાત્માનાં ધામરે; રામ તને૦ ૧
નથી હરિજન સંગાથે હેતરે, રામ તને૦
નથી કુપટી સંગાથે કહેતરે. રામ તને૦ ૨
નથી દાસ તણી દયા દીનતાઇરે; રામ તને૦
નથી ખોવાણી હજી ખેચરાઇરે. રામ તને૦ ૩
નથી પાત્ર કે કુપાત્રની પિછાણુરે, રામ તને૦
નથી વાગ્યાં વૈરાગનાં બાણુરે, રામ તને૦ ૪
નથી તપસ્યા કે શમરણુની ટેકરે, રામ તને૦
નથી પામ્યો વિચાર કે વિવેકરે. રામ તને૦ ૫
નથી સાંભળ્યું ગીતાજીનું જ્ઞાનરે, રામ તને૦
સમજાણી સતગુરૂની સાનરે, રામ તને૦ ૬
નથી સાંભળી પારાણુયદીન સાતરે, રામ તને૦
નથી લ્હાવી રૂષિરાજ કેરી વાતરે, રામ તને૦ ૭

---

( નવધા ભક્તિ વિષે—પદ, રાગ ધોળ. )

સંતો ભક્તિ શ્રવણ પહેલી સાશારે,
એક ચિત્તથી શ્રવણે આરાધોરે. ૧
વીણાજંતરની સુણી વાણીરે,
મૃગલાં તજે ચારો પાણીરે. ૨
મળે એકઠાં શબ્દનાં મોહ્યાંરે,
એક સુરતા અચળ ચિત્ત પ્રોયાંરે. ૩
એવા થઇને સભા માંહે આવોરે,
લોને આ ટાણે લાખેણો લ્હાવોરે. ૪

જેવાં ચિત્રેલાં ભીંતમાં ચિત્રરે,
એવા થઇને બેસો મારા મિત્રરે. ૫
પહેલી ભગતી તો પરિક્ષિતે માણીરે,
પીધી પ્રેમેથી શુકજીની વાણીરે. ૬
રૂષિરાજની આવી છે રીતીરે,
જાણી લો તો જગત જશો જીતીરે. ૭

---

બીજી કીરતન ભગતીમાં બુઝોરે,
પ્રીતે પ્રભુજીને શબ્દેથી પૂજોરે. ૧
જેવી વીવાહમાં ખીલે જાનડિયોરે,
જાણે ચિંતામણી મણી જડિયોરે. ૨
એવા પ્રેમેથી હરિગુણ ગાઓરે,
ફરી અવસર નહિ મળે આવોરે. ૩
નવ ઘાસે જીભડલી તો જરીયેરે,
આઠે પહોર મુખેથી ઉચરીયેરે. ૪
અવતાર ચરિત્ર ઉમંગેરે,
ગાતાં શીખિયે સંતોને સંગેરે. ૫
બીજી ભગતી તો નારદ બોલેરે,
ગુલતાન થઇ દિલ ડોલેરે. ૬
રૂષિરાજ એવી રીતે રાચેરે,
ગાતાં કીરતન નટવર નાચેરે. ૭

---

ત્રીજી સમરણ ભગતી તો તારેરે,
ભવસાગર પાર ઉતારેરે. ૧

નવ હાલે જીભલડી તો જરિયેરે,
સાસેસાસ હરીને સમરિયેરે. ૨
નાભીથી બોલો કંઠ લગણિયારે,
આવી ભગતીનાં લ્યુંરે ભામણીયાંરે. ૩
જેમ લાખો ક્રિયા કરે લોભીરે,
તોયે સુરતા તો ધન ર થોભીરે. ૪
ચરે ગાવડલી વન ચારોરે,
વીસરે નહિ વાછડો પ્યારોરે. ૫
એમ બેસતાં હરતાં ને ફરતાંરે,
રહેવું સંતોને સમરણ કરતાંરે. ૬
ત્રીજી ભગતી ત્રિલોચન કેરીરે,
રૂપિરાજ કે' અંતરે ઘેરીરે. ૭



ચોથી ભક્તી તો સંતોની સેવારે,
બેર બેઠે ગંગાજીને રેવારે. ૧
હાથ કરૂણા કરી દીધા હરિયેરે,
કોડે કોડે સેવા નિત્ય કરિયેરે. ૨
માન મૂકીને સેવા સાંભળોરે,
રીઝે નંદકુંવર લટકાળોરે. ૩
બીજી ભગતી સુગમ સુખદાઇરે,
સેવા ભક્તિ કઠણ છે ભાઇરે. ૪
અભિમાનીને પાસ ન આવેરે,
ભલે નાચે કુદે ભલે ભલે ગાવેરે. ૫
સેવા ભગતી તો શવરીને સોહયેરે,

હમારા હો તો રાખવી જોઇયેરે. ૬
રૂષિરાજ કે' મોક્ષની દાતારે,
સેવા ભક્તિ કરે સુખ શાતારે. ૭

સંતો પાંચમી અર્ચન ભક્તિરે,
સાચા ભાવની જોઇયે છે શક્તિરે. ૧
નંદલાલાને લાડ લડાવોરે,
ફુલ ચંદન થાળ ધરાવોરે. ૨
એના ભોગી તો અંબરિખ જેવારે,
શુદ્ધ બુદ્ધિની પાંચમી સેવારે. ૩
છઠ્ઠી ભક્તિ તો વંદન સાચીરે,
પ્રભુ પાસે ગરૂડજીયે જાચીરે. ૪
હરિ કે હરિના જન જોઇનેરે,
શીશે નામે યે હુંપદ ખોઇનેરે. ૫
છઠ્ઠી ભક્તિથી શોભે છે સૃષ્ટિરે,
છઠ્ઠી ભક્તિથી વરસે છે વૃષ્ટિરે. ૬
જે કોઈ સંતોને ચરણે નમે છેરે,
રૂષિરાજ કે' ગુરૂને ગમે છેરે. ૭

દાસ ભક્તિ તો સાતમી દેખુંરે,
એના મૂલનું નહિ થાય લેખુંરે. ૧
આતો ભક્તિની વાતો છે ઉંડીરે,
દાસ ભક્તિની મુક્તિ છે રૂડીરે. ૨
જ્ઞાન હેમાળે મન જેનું ગળિયુંરે,

દાસ ભક્તિનું પદ તેને મળિયુંરે. ૩
આમાં પોતાપણું નવ ચાલેરે,
મન આજ્ઞામાં નિત્ય મ્હાલેરે. ૪
દાસ ભક્તિના હનુમાન ભોગીરે,
ત્રાસ ખેંચે ભલા ભલા જોગીરે. ૫
દાસ ભક્તિમાં ઓધવ ડાહ્યારે,
જેને મુદલ ના નડી માયારે. ૬
ધન્ય આ ભક્તિ જેણે જાણીરે,
રૂષિરાજે વિશેષ વખાણીરે. ૭

સખા ભક્તિ છે આઠમી સંતોરે,
રિઝાવ્યા ગિરધર ગુણવંતોરે. ૧
પ્રભુને કરો પ્રાણથી પ્યારારે,
એક નિમિષ ન મ્હેલિયે ન્યારારે. ૨
સખા ભક્તિ તો અરજુને સાધીરે,
મટી આ જગકેરી ઉપાધિરે. ૩
નવમી ભક્તિ તો આત્મનિવેદનરે,
કરો તો થાય સંશ્રતિ છેદનરે. ૪
હરિ અર્પણ સરવસ માયારે,
સુત દારા ને પોતાની કાયારે. ૫
નવમી ભક્તિ શિખ્યા બળરાજારે,
જેણે જગન કર્યા હતા ઝાઝારે. ૬
છેલ્લી ભક્તિ તો ભક્તિનું છોગુંરે,
ભલે જડિયું રૂષિરાજનું ચોગુંરે. ૭

વ્યાસ વાલમિક નારદ જેવારે,
એતો નોંધે છે નવધાની સેવારે. ૧
વળી નવધા વાટ વસમીરે,
પ્રેમ લક્ષણા ભક્તિ છે દશમીરે. ૨
એતો ગોપીએ રંગભેર રાખીરે,
શુકદેવમુનિ એના સાખીરે. ૩
પ્રેમ લક્ષણામાં બુડે પ્રાણીરે.
એનું નવધા ભરે છે પાણીરે. ૪
પ્રેમ ભક્તિના વીરલા ઉપાશીરે,
એને આંગણે કોટિક કાશીરે. ૫
મોંઘાં પણ માહારા હરિજન માટેરે.
કર્યાં અર્પણ મેં પદ આઠેરે. ૬
ગાય શીખે સુણે નરનારીરે,
રૂષિરાજ રીઝે ગીરધારીરે. ૭

( રાગ ગરબી. )

ઓરા આવોને એકશૃંગીરે, સુનીરાજ મેવાસી;
તમે સાચા માણસના સંગીરે, સુની૦ ૧
આપે ત્રેતામાં અવતાર લીધોરે, સુની૦
વાસ સાબરને કાંઠડે કીધોરે; સુની૦ ૨
તપે કરી ત્રણ ભુવન ડોલાવ્યાંરે, સુની૦
આશીશ દેવા ગાયત્રિ માત આવ્યાંરે; સુની૦ ૩
ઘણા વરસ લગીલોક પામ્યું છે કષ્ટીરે, સુની૦
આપે વરસાવી દેશમાં વૃષ્ટિરે; સુની૦ ૪

દશરથ પુત્ર વિના દુઃખીરે, મુની૦
ગુરૂ કહીયે જેના વાસિષ્ટ રૂખીરે; મુની૦ ૫
તેણે તેડાવ્યા આપને ઉમંગેરે, મુની૦
પછે પધાર્યા રાજ રૂડે રંગેરે; મુની૦ ૬
સારી પેઠે રાયે સનમાન કીધુંરે, મુની૦
ચરણ ધોઈ ચરણોદક પીધુંરે; મુની૦ ૭
પછે જગન કરાવ્યો આપ જેવારે, મુની૦
આખી પૃથ્વીમાં કુણ કરે એવારે; મુની૦ ૮
પછી મહેર કરી બોલ્યા મુની બાવારે, મુની૦
ચાર થાળે કુંવર જપ ચહાવારે; મુની૦ ૯
આપ વચનથી રામચંદ્ર આવ્યારે, મુની૦
સાથે વૈકુંઠની સૈન્યા લાવ્યારે; મુની૦ ૧૦
આપે ખોળામાં રામને રમાડયારે; મુની૦
ઘણી વાર જગનાથને જમાડયારે; મુની૦ ૧૧
વળી બળીરાજા ઇંદ્ર થશે જ્યારેરે, મુની૦
સાત રૂખિયોના ભુપ થશો ત્યારેરે; મુની૦ ૧૨
ત્યાં સુધી અહિં આશ્રમ તમારોરે, મુની૦
કોક સંસકાર જાગીયો હમારોરે, મુની૦ ૧૩
ધ્યાન વહાલા તમારૂં ધરિયેરે. મુની૦
નિત ફિકરના ફાકડા ભરિયેરે; મુની૦ ૧૪
જેવાં છોરૂડાં રઝળે નમાયાંરે, મુની૦
એવાં હતાં તે ઓળવે આયાંરે; મુની૦ ૧૫
હવે પિતા તમે ને તમે માતારે, મુની૦
તમે સગા સહોદર ભ્રાતારે; મુની૦ ૧૬

તમે ગુણુસાગર હમે ઘેલારે, મુની૦
તમે મોટા યોગીને હમે મેલારે, મુની૦ ૧૭
તમે તીખા તપેશરી ત્યાગીરે, મુની૦
હમે તો રાંકડાં રાગીરે; મુની૦ ૧૮
હમે પકડયો રાજનો પલ્લોરે, મુની૦
ભેખ પહેર્યો તમારો ભલ્લોરે; મુની૦ ૧૯
બિરદ બાનાનું રાખવું પડશેરે, મુની૦
નકે સેવકને સંસાર નડશેરે; મુની૦ ૨૦
હવે પાળવાં પડશે અમનેરે, મુની૦
ભુખ્યાં તરશ્યાં પજવીશું તમનેરે; મુની૦ ૨૧
ભાણુ ઉગ્યે અંધારૂં ન ભાગેરે, મુની૦
ત્યારે સુરજને શીદ પગે લાગેરે; મુની૦ ૨૨
કલ્પઝાડ તળે દુઃખ પામે કાયારે, મુની૦
તારે શીદ એની શોધીયે છાયારે, મુની૦ ૨૩
ગાંડા ઘેલા પણુ છૈયે તમારારે, મુની૦
કરો કાળજાં કોમળ હમારાંરે; મુની૦ ૨૪
દયા દાસડિયાં ઉપર કીજેરે, મુની૦
અમે રાજને ભરૂંસે રહીયેરે, મુની૦ ૨૫
કાલાવાલા કાને ધરી લેજોરે, મુની૦
દયા લાવીને દરશન દેજોરે; મુની૦ ૨૬
જોજો અરજી સંતાડતા છાનીરે, મુની૦
વચ્ચે છે રૂષિરાજની જમાનીરે. મુની૦ ૨૭

ઇતિ વિષયનું અંગ-પ્રકરણુ બીજું સમાપ્ત.

# અથ મુમુક્ષનું અંગ.

## પ્રકરણ ૩ જું.

( પદ-રાગ ગરબી. )

રામ ચરણ અનુરાગ્યા, જગમાં સોઈ જાગ્યા. ટેક.
સંત સમાગમ સાંભળ શ્રવણે,
વિરહના ભલકા વાગ્યા. જગમાં૦ ૧
મનુષા જનમનો મહિમા પીછાણ્યો,
ભવના ટંટા ભાગ્યા; જગમાં૦ ૨
ધન તન ધામ વિષય રસ ઢોળ્યા,
પ્રેમ પિયાલા માગ્યા. જગમાં૦ ૩
દુર્લ્લભ કહે હરિદાસને દેખી,
લળિ લળિ ચરણે લાગ્યા. જગમાં૦ ૪

---

ભરપુર મોહે ભરેલા; નર એજ ઉંઘેલા. ટેક.
તીર ભુમી પવિત્ર તજીને, ફોગટ જ્યાં ત્યાં ફરેલા; નર૦ ૧
નારાયણની કથામાંથી નાઠા, ઠગના મંડળમાં ઠરેલા; નર૦ ૨
મહેનત કરતાં તને ઉંડે તણખા, ચોરીના માલ ચરેલા; નર૦ ૩
હરીજન છાંડી કહે દાસ દુર્લ્લભ, કપટીના સંગ કરેલા. નર૦ ૪

---

લાલચમાં લપટાણા, નર એજ ઠગાણા; ટેક.
ક્રોધ ભરેલી અહોનિશ આંખ્યો, વ્હેમને હાથે વેચાણા; ન૦ ૧
કૃષ્ણ કથા તો ગમે નહિ કાને, અવળી કથામાં ઉજાણા; ન૦ ૨

દ્રુપદની જેના હૈયામાં હોળી, અજ્ઞાનમાં અવરાણો; ન૦ ૩
દુર્લભદાસનો દેવ વીસારી, તૃષ્ણાને પુરે તણાતા. ન૦ ૪

જેણે ભજ્યા જદુરાયા, નર એજ કમાયા; ટેક.
ભજન તણાં જેણે ભુવન બનાવ્યાં,
પુન્યના નાખ્યા પાયા. નર૦ ૧
ભરપુર એ સકળ બ્રમ ભાસે,
સંશય સરવે સમાયા. નર૦ ૨
પાપનું નામ સુણી વળ્યા પાછા,
ધર્મના કામમાં ધાયા; નર૦ ૩
દુર્લભ કે' દિલ શુદ્ધ કરીને,
ગોવિંદના ગુણ ગાયા. નર૦ ૪

( રાગ ગરબી. )

વનમાં પણ માયા વળગેરે, સુખ રહ્યું છે સમજણમાં;
સંપતમાં બુદ્ધિ સળગેરે; સુખ૦ ૧
ગેરૂ પણ બટો લગાડેરે, સુખ૦
પાઘડી નરકમાં પાડેરે, સુખ૦ ૨
ચંચળ પણ નરકે ચાલેરે, સુખ૦
જડ જમનો મારગ ઝાલેરે; સુખ૦ ૩
કોઇ પંડિત પાપી પુરારે, સુખ૦
કોઈ મુરખ છળમાં શુરારે; સુખ૦ ૪
કોઇ ઘરબારી ઘોળારારે, સુખ૦
કોઈ ભેખ સરપના ભારારે, સુખ૦ ૫

કોઈ ભુપતિ જનને ભેટેરે. સુખ૦
કોઇ ભીખારી જમપુરી વેઠેરે; સુખ૦ ૬
રૂષિરાજ ગુરૂગમ રહેમીરે, સુખ૦
એ તો સંકટ ઉપર છેણીરે. સુખ૦ ૭

---

અરે જીવ શું કરવા આથડે,
પ્રભુની ગમ ગુરૂ વિના નહિ પડે; ટેક.
ખોજ કરી નહી ખેવટીયાની, નવ બેઠો નાવડે;
તુંબડું લઇને હાથે તરતાં, અરણવ કેમ આવડે. પ્રભુની૦ ૧
બહેતાળામાં તેજ બળે પણ, દરશે દીવા વડે,
આંખ્યોનો આગળો હોય પણ, અંધારે આખડે. પ્રભુની૦ ૨
શિષ્ય થયો નહિ શીલાટનો તે, થોર વિના થાપડે;
ઔષધ દે ઉસ્તાદ વિના તો, શરીર આખું સડે. પ્રભુની૦ ૩
અખાડામાં અભ્યાસ કર્યા વિના, નહિ એ મલ નાવડે;
દાવ પેચમાં દીલ દીધા વિણ, લાતમલાતા લડે. પ્રભુની૦ ૪
ગાન કળાના ગુરૂ મળ્યા વિના, તાળ ચુકે તાકડે;
રાગ તણું ઘર છેટે રહેશે, ઉંટ રાગે આરડે. પ્રભુની૦ ૫
વગર ભણ્યે વાદીની વિદ્યા, રોપે પગ રાકડે;
મણી ખોળતાં ફણી મળે તો, ઉછળીને આભડે. પ્રભુની૦ ૬
રૂષિરાજ ભણતાં રસનાએ, ચૌદે વિદ્યા ચડે;
ગુરૂ વિના ભણી સર્વ ગયો પણ, જાણ કુંચી નવ જડે. પ્રભુની૦ ૭

---

જ્ઞાનમાં ગુરૂ દયાથી ગળે, ભજનમાં તેની સુરતા ભળે. ટેક.
ગ્રાથ કથાના ઘાટ ઉઠે પણ, વિચારી પાછા વળે;

પરધનને પરનાર પેખતાં, ચિત્ત જરા નવ ચળે. ભ૦ ૧
હરતાં ફરતાં હરેક કામે, રામ નામ ધુન રળે;
કાયાનું ગુજરાન કરે પણ, તનની મમતા ટળે. ભ૦ ૨
સંત તણી સુખદાઇ શીખામણ, સુરત ધરી સાંભળે;
આતમ રૂપ તણો નિત આનંદ, અંતરમાં ઉછળે. ભ૦ ૩
હરિજન થઈ હેતે હરિજનને, માન મુકીને મળે;
અંતરમાંથી ટળે અકડતા, લાવણ્યતાથી લળે. ભ૦ ૪
લીલાં સૂકાં સકળ લાકડાં, પાવકથી પરજળે;
પ્રભુ પ્રતાપે પાપ કરમનાં, બીજ બધાં એમ બળે. ભ૦ ૫
ખેતીવાડી ખલક કરે પણ ખબર પડે છે ખળે;
ઉંઘમાંથી ફળ આવ્યાનું, કારણ કર્મી કળે. ભ૦ ૬
ગોવિંદ ગુણગાણી ઘંટીમાં, દોષ ભીતરના દળે;
રૂષિરાજ રૂષિયો કૃત રૂઠી, પ્રેમ થકી જો પળે. ભ૦ ૭



( રાગ ધોળ. )

હરિગુણ ગાવામાં હુસીલા, જગમાં હરીનારે જન;
ખર શું ખાઈ જાણે ખીરને, મલકે ઉકરડે મન.
પામર પ્રભુરસ તે શું પીએ, પામર હરિરસ તે શું પીએ. ૧
કાગ મોતીને શું કરે, મોતી ભરખે મરાળ;
પાન બીડાં શ્યાં પાડાને, પાડો શોધે પરાળ. પા૦ ૨
અંધા આગળ શી આરસી, સમજે છાણા સમાન;
બહેરા આગળ શું બોલવું, કેમ કરી ઉઘડશે કાન. પા૦ ૩
ભમરે ગેંગાને ભોળવી, બધો દેખાડયો બાગ,
જોતાં વાડીનાં ઝાડવાં, ભાળ્યો વિષ્ટાનો ભાગ. પા૦ ૪

શ્વાન ન સમજેરે સંપમાં, અગણિત દેતાં ઉપદેશ;
નજરે ન્યાતીલા ન્યાળીને, દિલમાં દાખવશે દ્વેશ. પા૦ ૫
અન્નનાં ભોજન શાં ઉંટને, રીઝે ઝાંખરને જોઇ;
ઇતેડી વળગી અડાણમાં, પીશે પય છાંડી લોહી. પા૦ ૬
પુરૂષોત્તન ઈચ્છે પાવૈયો, એકે ન મળે ઇલાજ;
કાળી કાંબલ ને કીર્મજનો, રંગ ન લાગે રૂપિરાજ. પા૦ ૭

ઠરશે કંચનના થાળમાં ડુંગરી વાઘણ દુધ;
ત્રાંબા પીતળમાં નહિ ટકે, સો વાર કરિયે શુદ્ધ.
પ્રભુરસ પ્રેમીજન પી શકે, હરિરસ હરિના જન. ૧
સોમવલ્લી સંસારમાં, પચવે બ્રાહ્મણનો પુત્ર;
વામશે બીજી સહુ વર્ણ તેને, શું થાય ધાર્યેથી સુત્ર. પ્ર૦ ૨
ખારા જળનીરે માછલી મીઠા જળમાં મરી જાય;
ખાશે કુતરૂં ખીર તો, ઉલક ઓચંતી થાય. પ્ર૦ ૩
અફિણ કેરીરે ઇયલને, મળશે ગોળેથી મ્હોત;
જળરૂતુ પામીને જવાસા, સુકાય શાખા થડ સોત. પ્ર૦ ૪
આખા જગનીરે આંખ્યોને, સુરજ ઉગ્યે સુખ થાય;
ઉલુક જગતમાં અભાગીયા, દિવસે કાંઇ ન દેખાય. પ્ર૦ ૫
સેવે સાકરને શ્રીમંતો કરવા સુંદર કાય;
ખર જો કાંકરો ખાય તો, જીવનું જોખમ થાય. પ્ર૦ ૬
મોંઘા મુખમલનાં મ્હોંઢિયાં, મઢતાં બગડે પખાજ;
દઇને આટલા દાખલા, રચના કીધી રૂપિરાજ. પ્ર૦ ૭

પ્રગટે સાચી જો પ્રીતડી, ભેટે સહજે ભગવંત;
એવા પ્રેમી આ વિશ્વમાં સમજુ જેવલા સંત.
પરખો લક્ષણ એ પ્રેમનાં; સમજો લક્ષણ એ સ્નેહમાં. ૧
ચાતક સ્વાતીની ચાહના, વિષ સમ ધરતીનાં વાર;
ચંદ્રમાં સુરતા ચકોરની, એથી ભરખે અંગાર. ૫૦ ૨
હરિયલ પંખીના હૈયાનો, ભાળો લાકડશુ ભાવ;
મરતાં સુધી પણ નવ મ્હેલે, ન ધરે પ્રથવી પર પાવ. ૫૦ ૩
દિલડું બંધાણું દીવામાં, પ્રેમી દેખો પતંગ;
રોકયો તોયે પણ નવ રહે, અર્પે પોતાનું અંગ. ૫૦ ૪
શબ્દ વીણાનો સાંભળી, ટુટે તૃષ્ણાથી તાન;
મોહ્યાં નાદમાં મરગલાં, ભુલે ચરવાનું ભાન. ૫૦ ૫
સતી પોતાના સ્વામીના, સાથે બાળે શરીર;
શુરો દોડે સંગ્રામમાં, છેદે પોતાનું શિર. ૫૦ ૬
ભમરો કમળનો ભોમીયો, પ્રેમે ખુવે છે પ્રાણ;
રચના આવી રૂષિરાજની, એ પણ પ્રીતિ એધાણ. ૫૦ ૭



નૈષ્ટિક બ્રહ્મચારી નારદજી, સનકાદિકને શુકદેવ;
પામ્યા એવાની પંક્તિને, ઘેરે બેઠે ગંગેવ.
સમજુ તરિયા સંસારમાં બીજા બુડયા સંસારમાં. ૧
સુદામાજીને સુંદરી, ઉપજ્યાં બાળક બે આઠ;
જનકે રૈયતને જાળવી, રાખ્યો ઠકુરાઇનો ઠાઠ. સ૦ ૨
વાડવ કુળના વસિષ્ટજી, વદતા વેદનો વાદ;
અસુર કુળ માંહી ઉપજ્યા, પહેલા જુગમાં પ્રહેલાદ. સ૦ ૩
સતી તારાને સતરૂપા, નિરગુણ રૂષિયોની નાર:

પુત્રી વેશ્યાની પીંગળા, પહોંચી વૈકુંઠ પાર. સ૦ ૪
સુવરણ લંકા સોહામણી, ભોગવી બિભિક્ષણ ભુપ;
વિદુર નિરધન વૈરાગીયા, સમજ્યા આતમ સરૂપ. સ૦ ૫
યોગી ભોગી જાતનો, નથી જડતો નિરધાર;
સમજણ શુદ્ધિ સિદ્ધાંત એ, પાડે નિગમ પોકાર. સ૦ ૬
શવરી કોળીના સાથમાં, સમજી ભગતીનો ભેદ;
રીઝવ્યા રઘુવર રૂષિરાજ કે', જેને વરણવે વેદ. સ૦ ૭

( રાગ ધોળ. )

પડવેયે પરમાત્મા નથી છેટેરે,
ભાગ્ય પ્રતાપે જો સદગુરૂ ભેટેરે. ૧
બીજે બીજી વાત મુકોને બાળીરે,
હરતાં ને ફરતાં જપો વનમાળીરે. ૨
ત્રીજે ત્રિવિધિના તાપ બુઝાશેરે,
સમરણ જો થાય સાસ ઉસાસેરે. ૩
ચોથે તો ચિંતા ચોરાશીની ભાગેરે,
તન ધનની લાલચ જ્યારે ત્યાગેરે. ૪
પાંચમે પર્વત તર્ણાને ઓડેરે,
કુંજરને જ્યમ હાંકેએ કોડેરે. ૫
છઠે તો સહેજમાં ઉકેલ એનોરે,
જે નર ભાવ ભજન માંહિ ભીનોરે. ૬
સાતમે સાતમી ભુમિકા સહેલીરે,
આનંદની જેના અંતરે એહેલીરે. ૭
આઠમે આડે છુટી જાય પડદારે,

સદગુરૂ શબ્દના જો ખમે ગડદારે. ૮
તુમે તો નરને નારાયણ નિત્યેરે,
પ્રપંચ મ્હેલીને સંભારો પ્રીત્યેરે. ૯
દશમે દોહિલી ભક્તી છે દશમીરે,
રાખજો આગળ ઘાંટી છે વસમારે. ૧૦
એકાદશી વ્રત આવે છે દહાડીરે,
નાખીયે મુળ કબુદ્ધિનાં કાઢીરે. ૧૧
બારશે બાર સ્કંધનો સારરે,
કહેણી ને રહેણીથી પામીયે પારરે. ૧૨
તેરસે તાપ ત્રિવિધના ભાગેરે,
નારાયણની સાથે નેહ જો લાગેરે. ૧૩
ચૌદશે ચૌદ વિદ્યા કેરૂં સત્યરે,
આ તનથી જુદું આતમ તત્વરે. ૧૪
પુનમે પુન્યનાં ફળ સહુ પામેરે.
જ્ઞાન વિના ભવ રોગ ન વામેરે. ૧૫
પંદર તિથેયોને વેદે પ્રમાણીરે,
વાદ વિના રૂષિરાજની વાણીરે. ૧૬

---

( અજ્ઞાનમાં દુઃખ રહ્યું છે તે વિષે-રાગ ધોળ. )

સદા સુખિયા જગમાં સંત, દુરીજન દુખિયારે;
નાવે અકળામણનો અંત, સુરખમાં સુખિયારે. ૧
રૂવે રાત દિવસ સહુ રાંક, ભુખે મન ભટકેરે;
વડો પુર્વ જનમનો વાંક, ખરેખરો ખટકેરે. ૨
તાલેવંતને અંતરે ત્રાસ, ધાંખના છે ધનનીરે;

રખે થૈ જાય નાણાંનો નાશ, મહા વ્યાધી મનનીરે. ૩
સવાસણને ધણીનો સંતાપ, હુકમ કરે હાળીરે,
વિધવાનાં પુરણ પાપ, ઉમર ઓશિયાળીરે. ૪
વણ પરણેલા મનમાં મુંઝાય, ફોગટ જેવા ફરિયેરે;
પરણેલા પુરણ પસ્તાય, હવે શું કરિયેરે. ૫
ભોગ લાગ્યા તે લીધો ભેખ, બોલે એવું બાવારે;
પડી રાખમાં રોબડ રેખ, એથી થયા આવારે. ૬
જેને પ્રપંચ ઉપર છે પ્રીત, ઝુરે એતો ઝાઝુરે;
રૂષિરાજની સમજે રીત, તેને સુખ તાજુંરે. ૭



મહા દુઃખ ધરે મહિપાળ, ઘણા વૈરી ગાજેરે;
ઝેર દીધાની અંતરે ઝાળ, દહાડી દિલ દાઝેરે. ૧
પુત્રવંતીઓ ચુંટે પેટ, છકી ગયા છૈયારે;
કરૂં ક્યાં લગી તારી વેઠ, કાળા મોંના કૈયારે. ૨
જેની રહે છે કુંવારી કુખ, એતો ઢોળે આંસુરે;
દહાડી સંભારે દારૂણ દુઃખ, જનમ ગયો ફાંસુરે. ૩
કુળવંત કરે કકળાટ, દેવા માંહિ ડુલ્યારે;
આઠ પહોર અખંડ ઉચાટ, ભજન એથી ભુલ્યારે. ૪
ઓછા કુળવાળા અકળાય, વધી ગયા વાંઢારે;
પ્રભુ સરજાડયા શીદ આંહિ, ન સરજાડયા ઢાંડારે. ૫
જેને પ્રપંચ ઉપર છે પ્રીત, દારૂણ એતો દુખિયારે;
રૂષિરાજની સમજે રીત, સદા એતો સુખિયારે. ૬



ડાહ્યાનાં દિલ દહાડી દુભાય, ભોગે થયા ડાહ્યારે;
ઘડિ જંપ્યા નહીં ઘર માંય, કર્યા લોકે ડાહ્યારે. ૧
મુરખા મનમાંહિ મુંઝાય, પશુ જેવા પાકયારે;
ખુણે જઇને નિસાસા ખાય, ઝુરી ઝુરી થાકયારે. ૨
ભણેલાંને જડે નહિ ભેદ, ગયું સુખ છેટેરે;
વાંચી વાંચી ઉથાર્યા વેદ, જાણ્યું બ્રહ્મ ભેટેરે. ૩
દયાવંતને અંતરે દાઝ, દુખે ભરે ડગલુંરે;
રાજા ભરતે તજ્યું બધું રાજ, તોયે થયા મૃગલુંરે. ૪
જોગી થઇને સાધે વનજોગ, સિદ્ધિયોના સારૂરે;
વાધે અંતરે વાસના રોગ, વડું દુખ વારૂરે. ૫
દેવલોકમાં વળિયો ડાટ, જરાયે ન જપિયારે;
ઇંદ્રને આઠે પહોર ઉચાટ, ત્રાસે જોઇ તપિયારે. ૬
જેને પ્રપંચ ઉપર છે પ્રીત, એને દુખ દરિયારે;
રૂષિરાજની સમજે રીત, સુખે એતો ઠરિયારે. ૭

---

( રાગ ધુમાર. )

તજ તજરે મનવા તું જુઠી આશ,
આતો ઝંઝુવાનાં પાણી ન મટે પ્યાસ. તજ તજરે૦ ટેક.
કુંઇક વાર ભોગવીયા તેં રાજભોગ,
તોય રંચ મટયો નહિ લોભરોગ;
કુંઇક વાર થયો શાહુકાર શેઠ,
તોય પૈસાને માટે કુટે છે પેટ. તજ તજરે૦ ૧
કુંઇક વાર ભોગવિયા તેં નરકકુંડ,
ત્યાંતો જમડે દીધો તને ખુબ દંડ;

તારે માથે ઉગ્યાં દુખનારે ડાભ,
હજી જાણેછે લઉરે ઉંડાળે આભ. તજ તજરે૦ ૨
કંઈક વાર ચુંથી તેંતો ચ્યારે ખાણુ,
તોય ન મટી હજી તારી તાણાતાણ;
ફુટ ફુટરે તેં તો કીધો અપાર ફેલ,
હજી વળગેછે દિન દિન માયા મેલ. તજ તજરે૦ ૩
ધુમાડાની મુઠી જેવી ઠાલી ઠમ,
ગાંધ્રવ કેરી નગરી તો ખાલી ખમ;
એમ સકળ જગત કેરૂં જુઠું સુખ,
અરેરે આતો દીસે છે દુખ. તજ તજરે૦ ૪
દશ મોડી ગયો તું તો હરની દેશ,
અલ્યા ભુલ્યો ભમે છે તું વેશ બેશ;
જાણુભેદુ ખલકમાંથી ગુરૂને ખોજ,
પીલે રામકથા રસ રોજ રોજ. તજ તજરે૦ ૫
ઉઠ આળસ મરડીને જાગ જાગ,
રૂડો સંત સમાગમ માગ માગ;
બદરીપતીનું નામ બોલ બોલ,
હૈયે ખંભાતી વાસ્યાં છે ખોલ ખોલ. તજ તજરે૦ ૬
દ્રઢ અંતરમાં કર ધુનધુન,
મુખે લેને ગપાટાની મુન મુન;
રૂષિરાજની શીક્ષા તું રાખ રાખ,
ભલાં સાંજનાં વાક્ય ભાખ નાખ. તજ તજરે૦ ૭

(દુષ્ટનો સંગ તજવા વિષે.)

તજ તજરે મનવા તું દુષ્ટ સંગ,
એનો સંગ ભજન માંહી પાડે ભંગ. તજ તજરે૦ ટેક.
એક સાધુએ ભલેરો દીઠો સાપ,
દુધ પાઈ પાઇને ઉછેર્યો આપ;
એક દહાડી તે નુગરાને ફાવ્યો લાગ,
નાવી મહેર નમેરો ડસ્યોરે નાગ. તજ તજરે૦ ૧
એક બ્રાહ્મણ શીખ્યો તો અમર મંત્ર,
મુવા વાઘ ઉપર જઈ કીધો તંત્ર;
ઘુઘવાટો કરીને ઉઠયો સાંહઘોર,
ખાઇ ગયોરે બ્રાહ્મણને હરામખોર. તજ તજરે૦ ૨
એક ઉંદરને અંધે આવ્યું શીત,
પાંખમાં ઘાલ્યો હશે કરીને પ્રીત;
હુંફ વળતાં આવી હુંશીઆરી કાંક,
પછે પંખીરાજ કેરી કાપી પાંખ. તજ તજરે૦ ૩
એક કણબીએ આંગણે પાળ્યો કાગ,
રોજ રોજ સમાગમે બાંધ્યો રાગ;
એક દહાડી તે નુગરાને ફાવ્યો લાગ,
આંખ્યો ફોડીને ઉડી ગયોરે કાગ. તજ તજરે૦ ૪
એક ગામમાં એવો બન્યોજ ખેલ,
પાયું સાંઢીયાને મણ પાંચ તેલ;
કરવા લાગ્યોરે હરાઇનાં કામ,
થોડે થોડે ઉજડ કીધું એજ ગામ. તજ તજરે૦ ૫
એક નારીયે પાળી બીલાડી પાસ,

દુધ પાય અને પોતે પીયે છાશ;
જાયો વનિતાયે પુત્ર કેસરીયો વર્ણ,
મનીબાઇયે તો પુત્રનું કીધું મર્ણ. તજ તજરે૦ ૬
ત્રીસવાર તપાસીને જોઇયે તાલ,
ત્યારે હાથમાં આવે અમુલ્ય માલ;
રૂષિરાજની રીતેથી રીઝે રામ,
નવ દુષ્ટનું લીજે પ્રભાતે નામ. તજ તજરે૦ ૭

( ધરમના કામમાં ઢીલ ન કરવા વિષે. )

કર કરરે મનવા તું ધરમ કાજ,
કાલ કરવાનું હોય તે કરને આજ; કર૦ ટેક.
વાયદે ચઢયે કૈંકનાં વંઠયાં કામ,
ધર્યાં મુકીને જાવું ધરાને ધામ;
તેને માટે આવડલું શું લાવે તાન, કર૦ ૧
શેખશલ્લીના સરખા વિચાર છાંડ,
પ્રભુ સનમુખ પગલાંરે ભરવા માંડ;
દેવતાને દુર્લભ આ તો મનુષ દેહ,
તેં તો કાંઇ વિચાર કીધો ન તેહ. કર૦ ૨
મળ્યો મુરખને મણિ અમુલ્ય મુલ્ય,
બાંધ્યો બકરીની કોટમાં પથરા તુલ્ય;
એમ ઉત્તમ કૂળ અવતાર સાર,
પણ પરીક્ષા વીના ગોથાં ખાય ગમાર. કર૦ ૩
ગજરાજને ધોબીયે બાંધ્યો ઘેર;
પટ લાદવા માંડયા છે ખરની પેર;

એમ ઉંચે કુળે વાળ્યો આડો આંક,
નથી આમાં વિધાત્રાનો જરીયે વાંક. કર૦ ૪
મળ્યું અમૃત તોય પીયે ન મુઢ,
બાસતો મળે તોય ન પહેરે બુઢ;
એમ અમુલખ અવસર એળે જાય,
સહુ સંત પ્રસિદ્ધ પુરણ ગાય. કર૦ ૫
ઘાલ્યો મર્કટને ગળે મોતી હાર,
તોડી નાંખીને નાઠો નગરની બહાર;
એમ સંત સમાગમે લાજે અંધ,
જમ બાંધી જશે જકડી બંધ. કર૦ ૬
ચુપ રાખીને ચંડાળ ચેત ચેત,
હરી સાથે કરી લેને હેત હેત;
તારા કાજે રૂષિરાજે તોડયો તાર,
ચારે વરણ ભજન વિના છે ચમાર. કર૦ ૭

---

( ભગવાનને પ્રસન્ન કરવાના સાધન વિષે. )

જપ જપરે મનવા અજપા જાપ,
બુઝે જાપ થકી તારા ત્રણે તાપ, જપ૦ ટેક.
નવ આવે જીભડલીને જરીયે જોર,
કામ ક્રોધ બળી જાય ચાવા ચોર;
નવ જોઇએ બદામ કે સોના દામ,
વળી અંતરમાં વરતે આરામ. જપ૦ ૧
રાખ હરતાં ને ફરતાં અખંડ તાર,
સહેજે આવશે ભવદરિયાનો પાર;

રૂડી રાખ ચરીઆતો છે રશાણુ,
માન્ય વેણુ નકે મળશે મશાણુ. જપ૦ ૨
જીવહિંસા કેફ વળી જુઠી વાત,
દારૂ માંસ ચોરી ને છીનાળી સાત;
તેને તજવા ઉપર તું તો રાખ તાન,
ધાર ચારવાનાં હવે રાખી ધ્યાન. જપ૦ ૩
પવિત્રાઇ પ્રથમ દયા દુજી વાત,
ત્રીજો પોતપોતાનોરે ધર્મ તાત;
ચોથી ભક્તિ છે નવધામાં ભેળ ચિત્ત,
ખટ શાસ્ત્ર તણો સાર છે ખચીત. જપ૦ ૪
અગીયાર સાધન કેરૂં એક અંગ,
શિખ્ય શિષ્ય થઇ સતગુરૂ;
વિના કોઈ ન પાકે સંત,
એમ ગીતામાં કહી ગયા કમળાકંત. જપ૦ ૫
ટુંકી વાતમાં માન હજાર માલ,
કરે આટલું તો હરી રીઝે હાલ;
સાધનનું નથી કાંઇ કામ,
આમાં લાખ સાધન કેરાં આવ્યાં નામ. જપ૦ ૬
જેમ દરિયામાં નવસે નવાણું ગંગ,
જેમ ચિંતામણી માંહી સર્વે નંગ;
એમ ચાર અઢારનું તત્વ આજ,
પરમારથ કહે પદ રૂષિરાજ. જપ૦ ૭



( ભક્તિના મહિમા વિષે–ધનાશ્રી. )

ભક્તિ ભાળીને વ્હાલો મારો રીઝે છેરે વ્હેલો,
નવ ગણે જોગી ભોગી વળી ગાંડો કે ઘેલોરે. ભ૦ટેક.
ધાવણાપણામાં ધ્રુવજીને મળિયા મોરારી,
કુબજા કરૂપી કરી વ્હાલે પટરાણી પ્યારીરે. ભ૦ ૧
કૌરવે કરેલાં કુર વ્હાલો જમીઆ ન જાણી,
વિદુરની ભાજી વ્હાલો મારો આરોગ્યા વખાણીરે. ભ૦ ૨
ભલા ભલા જોગીડે પ્રભુજીનાં સુખડાં ન ભાળ્યાં,
પાંડવોને ઘેર પ્રભુજીએ વાસીદાં વાળ્યાંરે. ભ૦ ૩
ઉંચા ઉંચા આચારી કેરાં વ્હાલે પીધાં નહિરે પાણી,
ખીચડલો ખાધો કરમાનો ઓડકાર આણીરે. ભ૦ ૪
ભરૂવાડાં ભેળા વ્હાલો મારો રંગેથી રમીયા,
કાંગુના સુદામા કેરા વ્હાલો ઝડપીને જમીયોરે. ભ૦ ૫
સારી સારી સતિયે વ્હાલાજીનાં વારણાં ન લીધાં,
દુષ્ટ કર્મવાળી ગુણકાને દર્શન દીધાંરે. ભ૦ ૬
શવરીનાં બોરાં સીતાપતિ જમીયારે જાચી,
રૂપિરાજ કહે છે પ્રેમેથી રાચીરે. ભ૦ ૭



ભક્તિના ભોગી દુનિયામાં વીરલારે,
દેખું તિલક ને માળા વાળા તણું લાખે ન લેખુંરે. ભ૦ટેક.
ધીરજ ધરશે કહો કુણ જનકનારે જેવી,
મ્હેલમાં લાગી લાહ્ય તોયે કથા સુણી કેવીરે. ભ૦ ૧
સગાળશા શેઠે અતિથીની મરજી ના ઉથાપી,
ખાંડણીયે ખાંડયું કેલૈયાનું મસ્તક કાપીરે. ભ૦ ૨

રાજા રંતિદેવે અડતાળીશ ઉપોશણ કીધાં,
અંત્યજને આપ્યાં જળ પણ પોતે ન પીધાંરે. ભ૦ ૩
અસુરે અતીશે દુઃખ પ્રહ્લાદને દીધું;
પણ ન વીસર્યો પ્રભુને તો કારજ સીધુંરે. ભ૦ ૪
સુદામાનાં છૈયાં તણા ગયા ભુખે પગ ભાગી,
શામળિયો સખા તોએ માયા સ્વપ્ને ન માગીરે. ભ૦ ૫
વસીષ્ટના સો પુત્ર વીશ્વામીત્રેરે વીદાર્યા,
ક્રોધ નવ કર્યો અવગુણ ઉરમાં ન ધાર્યારે. ભ૦ ૬
ભુપતિ બીભીક્ષણ રાક્ષસ ભેળારે રહીને,
રૂષિરાજ કહે સ્વામી ભજ્યા દુઃખડાં સહીનેરે. ભ૦ ૭



ભક્તિ વીના તો સાધન એકે નહિરે સાચું,
ફરી વીના વ્યાધિ ન મટે પડે વૈદુંરે કાચુંરે; ભ૦ટેક.
ત્રણે રૂતુ માંહી તરૂતણી તપશ્યા તપાસો,
સંસાર છુટે મળે નહિ વૈકુંઠ વાસોરે. ભ૦ ૧
કૂતરાં કરોડો મધુગરી ઘરોઘર માગે,
માન ગયું મટી તોય દુઃખ ભવનાં ન ભાગેરે. ભ૦ ૨
જળ માંહી જીવે વારીચર હમેશાં વસીને;
પવીત્રાઇ પાળી તોય પ્રભુ મળ્યા નહિ હસીનેરે. ભ૦ ૩
ગુણકા ગાવા માંહી કુણ કાઢોરે ખામી,
રાગડા કર્યાથી રીઝે નહિ સીતાનો સ્વામીરે. ભ૦ ૪
ઉંધે શીરે આખો દહાડો વાગોળ ઝુલે,
રામજી ન રીઝે એહવે તપે ભ્રમણામાં ભુલેરે. ભ૦ ૫
નોળીકર્મ નીત્યે કરે રહે ઉઘાડેરે અંગ,

બ્રહ્મચારી ભલો બ્હેલ તોય રીઝે ન શ્રીરંગરે. ભ૦ ૬
વખાર્યો ભરીને કંઠીયો રાખેરે વેપારી,
રૂષિરાજ રીઝે નહિ તોય કુંજબીહારીરે. ભ૦ ૭



ભક્તિ વીના તો નર તારી કાયા છે નકામી,
અવર ઉપાયે રીઝે નહી અંતરજામીરે. ભક્તિ૦ ટેક.
હરી ને હરીજન સામાં ચરણાં ન ચાલ્યાં,
જાણી લ્યો સુળાડાં જેવાં એતો ઝાડોનાં ફાલ્યાંરે. ભક્તિ૦ ૧
પેટમાં ન પહોંચી જયાં સુધી પ્રભુની પ્રસાદી,
રાખોડી સરીખાં રૂડાં રૂડાં ભોજનીયાં રસાદીરે. ભક્તિ૦ ૨
દામોદરજીનું દીલડામાં ધર્યું નહીંરે ધ્યાન,
તેવા નર તણી છાતી જાણો પથરા સમાનરે. ભક્તિ૦ ૩
હાથ નવ જોડયા જયાં સુધી સીતારામ સ્હામા,
શબના સરીખા કર એ તો નક્કી છે નકામારે. ભક્તિ૦ ૪
જીભડી ન જપી જયાં સુધી પ્રભુજીનો જાપ,
મીંડકના જેવા માંનો કરો સુળમાંથી કાપરે. ભક્તિ૦ ૫
કૃષ્ણજીનાં દરશન કરવા જેનાં લોચનીયાં ન લોભે,
એથી તો અંધાપો ભલો નામ સુરદાસ શોભેરે. ભક્તિ૦ ૬
કથા નવ સુણે કાન એતો રાફલડારે કહીયે,
રૂષીરાજ ભજન વીના શીદ રોઝડાંશાં રહીયેરે. ભક્તિ૦ ૭



( મુમુક્ષુને વિચારવા વિષે—રાગ કાફી હોરી. )

જાણી જાણી મેં તો જાણીરે,
આ તો દુનિયાં દીવાની. ટેક.

પંડીત કાજી વેરાગી પુરાણી,
કુણુ રાજા કુણુ રાણીરે. આ તો૦ ૧
સુવા કેડે મનમાન્યા મોદક,
જીવતાં પાય ન પાણીરે. આ તો૦ ૨
હોળી રમે ખુબ વાટેને ઘાટે,
વહુ બધે ગામે વખાણીરે. આ તો૦ ૩
રામ ભજે તેને નણદીરે રગડે,
ઝગડો આરંભે જેઠાણીરે. આ તો૦ ૪
લાજ મર્યાદા તજી કરે લવારી,
વેવાણુની ભલી વાણીરે. આ તો૦ ૫
હરી ગુણુ ગાતાં કરે સહુ હરકત,
ધંધો એ તો ધુળધાણીરે. આ તો૦ ૬
શું સમજે રૂષિરાજની સમશ્યા,
પાપીડાં પામર પ્રાણીરે. આ તો૦ ૭

( દુરિજનના અવગુણ વિષે. )

દુરિજનિયાં છોને દાઝેરે,
હું તો ન તજું હરીને. ટેક.
વણુ વાંકે થયાં વેરીડાં વસમાં,
લવરી કરતાં ન લાજેરે. હું તો૦ ૧
પોતા જેવાં એ તો જાણે છે પરને,
ગાલ ફુલાવીને ગાજેરે. હું તો૦ ૨
સુનિવ્રત લેઇયે તો મુરખ ગણે છે,

બોલાવા જઇયે તો બાઝેરે. હું તો૦ ૩
સાચનો મારગ સમજે ન જાણે,
એટલાં જુડને ઝાઝેરે. હું તો૦ ૪
શાણા થઇ વળી સમજાવવા આવે,
ભજન ભડાકેથી ભાજેરે. હું તો૦ ૫
નિર્લજ વાતમાં ધરપત નાવે,
લાજે છે સંત સમાજેરે. હું તો૦ ૬
રૂડું ઇચ્છું તોય કુડું ગણે છે,
દાવો બાંધ્યો રૂપિરાજેરે. હું તો૦ ૭



દુરિજનિયાં દુઃખદાઇરે,
પ્રભુ ભજતાં પંજેળે. ટેક.
પ્રહેલાદજીને બરાબર પુણ્યા,
નથી એ આજ નવાઇરે. પ્રભુ૦ ૧
પાંડવને પરિપુરણ પુણ્યા,
પાપી હનો ભિલાઇરે. પ્રભુ૦ ૨
ભુપ વિભીષણને ભાઇએ પુણ્યો,
કજીયા દલાલા કસાઇરે. પ્રભુ૦ ૩
નાત બહાર મેહેલ્યા નરસીમેહેતાને,
એવી નાગરની ઉંધાઇરે. પ્રભુ૦ ૪
કુપટી કઠોર રાણાજીયે કીધાં,
મહા દુઃખીયાં મિરાંબાઇરે. પ્રભુ૦ ૫
કુંજરને પગે બાંધ્યા કબીરને,
રામ ભજયાની દવાઇરે. પ્રભુ૦ ૬

હરિજનથી રૂષિરાજને દાવો,
આવો અધરમી ઉજાઈરે. પ્રભુ૦ ૭

---

હરીજનીયાં જખ મારેરે,
હરીજન રાખોને હીંમત. ટેક.
ધીરીયે તો ધુળધાણી કરી દે,
વીઠુલ ભજતાં વારેરે. હરીજન૦ ૧
પાપી પોતાના પાપેરે બળશે,
અંતે હરામી તો હારેરે. હરીજન૦ ૨
પીતાનું વેણ પ્રહેલાદે ન પાળ્યું,
વ્હાલીડો આવીયા વ્હારેરે. હરીજન૦ ૩
માતાનું વાયક ભરતે ન માન્યું,
જાણપણું હતું જ્યારેરે. હરીજન૦ ૪
સાચાનાં મુળ ઉંડાં છેરે સંતો,
ત્રીકમ રીઝશે ત્યારેરે. હરીજન૦ ૫
જુઠનું ઠામ તો તરત જણાશે,
ચાવું થશે દીન ચારેરે. હરીજન૦ ૬
રામ રીઝે રૂષિરાજને વચને,
ખળ જન તો બળે ખારેરે. હરીજન૦ ૭

---

( રાગ ગરબી. )

ઓધા આવડલાં કુડ નતાં જાણ્યાંરે, છેતર્યાં છોગાળે;
માવે મથુરાંમાં જઈ સુખ માણ્યાંરે. છેતર્યાં૦ ૧
જતે કીધાતા વાયદા જુઠારે. છેતર્યાં૦

હવે કેમ આવે પ્રભુ પડયા ભુંઠારે. છેતર્યાં૦ ૨
ત્યાંની ભામનીયે લાલને ભરમાવ્યારે. છેતર્યાં૦
એજ કારણથી નાથજી નાવ્યારે. છેતર્યાં૦ ૩
ખાવા પીવાનું મળ્યું ખાંતેરે. છેતર્યાં૦
છાશ ઘેંશ મટી ત્યાં રહ્યા નીરાંતેરે. છેતર્યાં૦ ૪
નાથ કેમ થયા આવડા નમેરારે, છેતર્યાં૦
બુમ કેમ કરી સુણે થયા બહેરારે. છેતર્યાં૦ ૫
હીરાવેદ હતા હતી દયા હૈયેરે, છેતર્યાં૦
કરી નાંખ્યાં કઠોર ત્યાંને છૈયેરે. છેતર્યાં૦ ૬
પ્રપંચી નારે આપ્યો પહાણો, છેતર્યાં૦
દાસ દુર્લભનો વાલ્યમો રીસાણોરે. છેતર્યાં૦ ૭



સખી દુઃખડલામાં ગયાં હુલીરે, કાનજી કેમ નાવે;
ભાળી કુબજાને ભાન ગયા ભુલીરે, અહીં હવે શીદ આવે. ૧
નથી જાણું કપટ કાંઇ કળ્યુંરે, કાનજી૦
મામો મારયાને રાજ બધું મળીયુંરે. અહીં૦ ૨
સખી ભાળીયે તો ભવ દુઃખ ભાજેરે, કાનજી૦
હવે લાકડીને કાંબળાથી લાજેરે. અહીં૦ ૩
આઠે પહોર જાય આપણી ઉદાસીરે, કાનજી૦
આપણ ગંદુડાં ગામડાનાં વાસીરે. અહીં૦ ૪
શાથી રૂડું લાગ્યું મથુરામાં રહેવુંરે, કાનજી૦
સખી શહેરના સુખમાં શું કહેવુંરે. અહીં૦ ૫
શામ એટલામાં શું થયા શહેરીરે, કાનજી૦
ગરજ મટીને વૈદ થયો વેરીરે. અહીં૦ ૬

દાસ દુર્લ્લભના વ્હાલે મ્હેલ્યાં વહેતાંરે, કાનજી૦
સખી શરમ આવે છાપરામાં રહેતાંરે. અહીં૦ ૭

એવી રીતે વીણા બોલી રહી બીજીરે, ગોપીયો ગુણ હ્યોને.
તરત બોલી કચડાકીમાં ત્રીજીરે, ગોપીયો૦ ૧
યોગ થોડો થયો તે ઠીક જાણોરે. ગોપીયો૦
નકર મારત કપાળમાં પહાણોરે, ગોપીયો૦ ૨
બળીરાયે બધી મેદની દીધીરે, ગોપીયો૦
પછે તાણી બાંધીને લાજ લીધીરે, ગોપીયો૦ ૩
એવી રાખજો પતીજ એની પાકીરે, ગોપીયો૦
રહ્યું આપણાંને બાંધવાનું બાકીરે. ગોપીયો૦ ૪
આવી સુર્પનખા કુળ જોઈ ઉંચુંરે, ગોપીયો૦
કાન કાપીયો ને નાક કર્યું બુચુંરે. ગોપીયો૦ ૫
હજી આપણું તો નાક રહેલું આખુંરે, ગોપીયો૦
આવા દાખલા તે કેટલાક દાખુંરે, ગોપીયો૦ ૬
દાસ દુર્લભનો નાથ દગાખોરરે. ગોપીયો૦
એ તો કપટી જનમનો કાળોરે, ગોપીયો૦ ૭

ઓધા હાડીયા ઉડાડી અમે થાકયાંરે, કાળજાની કુણ જાણે;
પંથ ન્યાળી ન્યાળીને નેણ પાકયાંરે, કાળજાની૦ ૧
ઓધા રોઈ રોઈ આંધળાં થઈશુંરે, કાળજાની૦
કુણ દોરશે ને દુઃખ તેને કહીશુંરે, કાળજાની૦ ૨
ચિત્ત ચોરીને નંદલાલ નાઠારે, કાળજાની૦
આવા નતા જાણ્યા કાળજાના કાઠારે, કાળજાની૦ ૩

છાંય કુવા તણી કુવામાં સમાણીરે, કાળજાની૦
ક્રીયા જન્મ તણી ઉઘડી કમાણીરે, કાળજાની૦ ૪
ખાલી જમનાનો ઘાટ ધાય ખાવારે, કાળજાની૦
એસે ગભસૂડાં લાગીયે શું ગાવારે, કાળજાની૦ ૫
ગતી ઘાયલની ઘાયલને સુજેરે, કાળજાની૦
બીજું અજાણ્યું તે કેમ કરી બુઝેરે, કાળજાની૦ ૬
ખોળા પાથરીયે લાંચ ખુબ ખાઓરે, કાળજાની૦
દાસ દુર્લભના વ્હાલમાનો લાવોરે, કાળજાની૦ ૭

---

બદરીપતિ નાથને કર બેલી,
મરી જાવું છે મીલકત મ્હેલી;
બદરીપતી નાથને કર બેલી. ટેક.
કેના દીકરા ને કેની દારા,
સગા અંતે તો સરજનહારા. બદરી૦ ૧
એક ઝાડે જોડી મેં તો આંખી,
પળ રહીને ઉડી ગયાં પંખી, બદરી૦ ૨
એક પર્વ ઉપર મળ્યા પંથી,
ઘડી રહીને જુદાં પડ્યાં ગ્રંથી. બદરી૦ ૩
સુતનું આવ્યું વંધ્યાને સપનું,
કહો એ સુખ ક્યાં લગી ખપનું. બદરી૦ ૪
એક સાપે ઉંદરડાને સાહ્યો,
એના પ્રાણનો ક્યાં સુધી પાયો. બદરી૦ ૫
રૂડો રાગ શરીર રૂપાળું,
એ તો વીજળીનું અજવાળું. બદરી૦ ૬

રૂષિરાજ કે' વાલ્યમ રટવા,
માંડય જનમ મરણુ દુઃખ મટવા. બદરી૦ ૭

બદરીપતિ નાથનું લેને બ્હાનું,
ચોરાશીમાં પડે નહિ પાનું; બદરી૦ ટેક.
કંઇક ભવમાં વિકટ દુઃખ વેઠયાં,
પણ ભગવત ચરણ ન ભેટયાં. બદરી૦ ૧
તેં તો બળદ થઈ ગાડી તાણી,
ઘાંચીને ઘેર ખેંચતો ઘાણી. બદરી૦ ૨
ભમતો વન હરણના ભવમાં,
દાઝયો કંઈક વખત તું તો દવમાં. બદરી૦ ૩
કંઈકવાર તરૂ થઈ કંપ્યો,
જીવડા તું તો કયાંહિ ન જંપ્યો. બદરી૦ ૪
ખરને ભવે શોધતો ખાંચો,
તોય કાગડા ચોહોડતા ચાંચો. બદરી૦ ૫
ફર્યો સાપ થઈ ઘેર ફાંસુ,
તારાં કયાંય મટયાં નથી આંસુ. બદરી૦ ૬
ભુંડા અંતરમાં ઘાટ ઉઠયા,
રૂષિરાજ કે' રામજી રૂઠયા. બદરી૦ ૭

બદરીપતિ નાથની બ્હીક રાખો,
ચિત્તમાંહિ પ્રભુરસ ચાખો. બદરી૦ ટેક.
જેના હુકમથી વાયરો હાલે,
મરજાદ મુકી નવ મહાલે. બદરી૦ ૧

જેના ડરથી અચળ રહ્યા દરીયા,
સાતે સમજીને ઠેકાણે ઠરિયા. બદરી૦ ૨
જેના ભય થકી સુરજ ભાસે,
પ્રભુ ઈચ્છાએ તેજ પ્રકાશે. બદરી૦ ૩
જેના હુકમથી સરજાય સૃષ્ટિ,
જેની ઈચ્છાથી વરસે છે વૃષ્ટિ. બદરી૦ ૪
ધર્મરાજા જેની બ્હીક ધારે,
ઈનસાફ તો અદલ ઉતારે. બદરી૦ ૫
હર હુકમથી સૃષ્ટિ હરે છે,
ધરણીધર ધીરજ ધરે છે. બદરી૦ ૬
રૂષિરાજ વચન દીલ રોપે,
એ તો ચૌદ ભુવનમાંહી ઓપે. બદરી૦ ૭

---

બદરીપતિ નામ બોલે તો બસ છે,
મોંઘું સોનાના મેરૂથી મસ છે. બદરી૦ ટેક.
ત્રણ લોકમાં નહિ નામ તોલે,
ઉપનીષદ બાવન બોલે. બદરી૦ ૧
કામધેનું દુઝણું કહીયે,
હરી નામ એહેવું ધર હેયે. બદરી૦ ૨
લાભ ચિંતામણી થકી લાધે,
એવું કામ સરે નામ આરાધે. બદરી૦ ૩
જેવી કલ્પ તરૂતણી છાયા,
વેદે નામના ગુણ બતાયા. બદરી૦ ૪
નથી વડાઈ નામની ન્હાની,

ગાય કોટી કવી અને જ્ઞાની. બદરી૦ ૫
નામનું નથી બેસતું નાણું,
તને નહિ મળેરે આવું ટાણું. બદરી૦ ૬
રૂપિરાજ કે' નાથજી રીઝે,
લાજ મ્હેલી હરી નામ લીજે. બદરી૦ ૭



(મનના રૂસણા વિષે–રાગ ધોળ.)

નરતન નગરીમાં મનભાઇ રીસાઇને બેઠા,
મોટે માનેથી મનાવું; હો લાડણા,
આ શી આડાઇરે તારી મનડારે મારા. ૧
રામ ચરિત્ર કહો તો રમકડાં આપું,
બે ગણાં બાજીયો મંડાવું; હો લાડણા૦ ૨
તપશા નગરીના કહો તો કંદોઇ તેડાવું,
પ્રેમનાં પકવાન પડાવું; હો લાડણા૦ ૩
થીરતા નગરીના કહો તો થાળ મંગાવું,
ભાવતાં ભોજનીયાં પિરસાવું; હો લાડણા૦ ૪
ધીરજ નગરીનાં કહો તો ધોતિયાં મંગાવું,
સમજણનો જામો શીવડાવું; હો લાડણા૦ ૫
મોહ વેચીરે કહે તો મોળીયાં મંગાવું,
સુધર્મનાં છોગલાં સોહાવું; હો લાડણા૦ ૬
કોમળતા કેરાં કહો તો કુંડળ કરાવું,
જુક્તિની ચુનીયો જડાવું; હો લાડણા૦ ૭
ઉંચી સંગતની કહો તો ઉતરી કરાવું,
પુન્યનો ટુંપીયો પહેરાવું; હો લાડણા૦ ૮

મરજાદા કેરી કહો તો માળા પહેરાવું,
મોક્ષનો હીરલો મઢાવું; હો લાડણા૦ ૯
ચ્યાશીમી ભક્તિ કેરા બાજુ બનાવું,
રટણાના રેશમે ગંઠાવું; હો લાડણા૦ ૧૦
પવિત્રાઇ કેરી કહો તો પુંચીયો પહેરાવું,
બુદ્ધિના વેઢ બનાવું; હો લાડણા૦ ૧૧
કપટ વેચીને કહો તો કંદોરો મંગાવું,
ચૈતનનાં મ્હોરાં ચીતરાવું; હો લાડણા૦ ૧૨
ત્યાગ કનકના કહો તો તોડા કરાવું,
અશોકનાં અંગુઠીયાં ઘડાવું; હો લાડણા૦ ૧૩
શાન્તિ બનાતી કહો તો મોજડી શીવડાવું,
ભલપણને તારે ભરાવું; હો લાડણા૦ ૧૪
જ્ઞાન સ્વરૂપી કહો તો ઘોડીલો મંગાવું,
કરૂણાના ચોકમાં કુદાવું; હો લાડણા૦ ૧૫
ધ્યાન સ્વરૂપી કહો તો છત્રી ધરાવું,
વિવેકને મોતીએ વધાવું; હો લાડણા૦ ૧૬
સતસંગ સોનાનો કહો તો તકીયો ભરાવું,
નિશ્ચેની ગાદીયો નંખાવું; હો લાડણા૦ ૧૭
નહાપદ દેશેથી કહો તો હાથીડા મંગાવું,
મુક્તિનો હોદ્દો મુકાવું; હો લાડણા૦ ૧૮
બાવન બજારે કહો તો ફુલેકું ફેરવું,
અનહદનાં વાજાં વગડાવું; હો લાડણા૦ ૧૯
સુરતા નગરીની કહો તો સખીયો તેડાવું,
જ્ઞાનીનાં ગાણાં ગવરાવું; હો લાડણા૦ ૨૦

અધર્મ દારૂની આતસબાજી ઉડાડું,
નીતિની નાયકા નચાવું; હો લાડણા૦ ૨૧
ચારે વેદોની રૂડી ચોરી રચાવું,
નીવરતી નારી પરણાવું; હો લાડણા૦ ૨૨
બહોતેર બેઠકનો કહો તો બંગલો બનાવું,
સુરજની સાખે સુંપાવું; હો લાડણા૦ ૨૩
છએ દોષોની કહો તો ગાદી સુંપાવું,
અઢારે દફતર અપાવું; હો લાડણા૦ ૨૪
વિચાર વાડીમાં શીળતા પાણી છંટાવું,
યોગનાં ઝાડવાં રોપાવું; હો લાડણા૦ ૨૫
જેમ જેમ મનાવું તેમ તેમ જોરે પડે છે,
ફંદીને ઉંહુકારીયું ફાવ્યું; હો લાડણા૦ ૨૬
મનો ઉસ્તાદ દાસ દુર્લભને મળીયો,
સતગુરૂએ સાનમાં સમજાવ્યું; હો લાડણા૦ ૨૭



( રાગ ગરબી—મોક્ષ વિષે. )

સર્વે સગાં બદરીપતિને સંભારોરે,
જેને નામે સફળ થશે જન્મારોરે;
પુત્ર નામે ઉધર્યો અજામેળ પાપીરે,
અરધે નામે ગુણિકાને મુક્તિ આપીરે. ૧
પ્રભુજીના નામ વડે તર્યા પહાણુરે,
વ્હાલીડાનાં વેદ કરે છે વખાણુરે;
એવો મહિમા નામ તણો છે અપારરે,
સમજી લેજ્યો સર્વે સાધનનો સારરે. ૨

ગોવિંદજીએ કહી છે ગરૂડને વાણીરે,
મુવા કેડે રૂવે જે રાગડા તાણીરે;
છાતી કુટે મસ્તક લઇ પહાણોરે,
જાનારાનાં પુરણ શત્રુ એ જાણોરે. ૩
લેંટ પડે ને આંખે આવે આંસુરે,
ફંદ કરીને સુવાને રગડે ફાંસુરે;
મરનારાને પરલોક માંહે દુઃખ થાયરે,
વૈતરણીમાં જમડા તાણી જાયરે. ૪
સગાં સંબંધી સ્વારથ સારૂ રૂવેરે,
જનારાનું સંકટ કોઇ ન જુવેરે;
મરનારાના કેડે જે રોવાણાં થાયરે,
લેંટ લાળના પડીયા ભરી જમ પાયરે. ૫
એવું સમજી રાગ તાણી નવ રોવુંરે,
પ્રભુજીના ચરણોમાં ચિતડું પ્રોવુંરે;
હરીનું ગમતું ધારી ધીરજ ધરો હૈયેરે,
કુટુંબ મળીને કૃષ્ણનાં કીર્તન કહીયેરે. ૬
એથી થાશે મરનારાનો ઉદ્ધારરે,
ધરીને નાવે આ ભવમાં અવતારરે;
દુરિજન નિંદા કરશે તો કરવા દેઇશુંરે,
લક્ષ્મીવરનું નામ અહોનિશ લેઇશુંરે. ૭
ઉછીનું નાણું રાજી થઇ પાછું આપોરે,
મરનારાને પરલોકે શીદને સંતાપોરે;
પંથી મળિયા પરબ ઉપર પીવા પાણીરે,
એક ઘડીમાં પ્રિતની રીત વેરાણીરે. ૮

પંખીડાનું ટોળું બેઠું તરૂ ડાળેરે,
પલક રહીને ચાલ્યાં પોતાને માળેરે;
સ્વપ્ના કેરા પુત્રની જુઠી સગાઇરે,
મૃગજળ જેવી આ જગની મિત્રાઇરે. ૯
એવું સમજી અંતરે શોક ન આણોરે,
બાજીગરની માયા મિથ્યા જાણોરે;
સગાં સંબંધી ભેગાં સંસ્કારીરે,
મિથ્યા માયા કુણ પુરૂષ કુણ નારીરે. ૧૦
જુઠા જગની સગાઈ તે પણ જુઠીરે,
અમર કુણ છે જાણું પલકમાં ઉઠીરે;
શામળીયાનું સગપણ જગમાં સાચુંરે,
ક્રોડ વરશા છે કાયાનું કાચુંરે. ૧૧
સમજી એવું સીતાપતીનું લ્યો શરણુંરે,
જેથી મટે મહા દુઃખ જનમ ને મરણુંરે;
શરણાંગતના બેલી છે શામ સુજાણુરે,
કલેશ હરે ને તરત કરે કલ્યાણુરે. ૧૨
નમો દયાળુ દેવ કલ્યાણના દાતારે,
પિતા પ્રભુજી મોહન માતાને ભ્રાતારે;
નગદ નાણું નારાયણ છો અમારૂંરે,
વિશ્વ સમરથી નામ ઉપર લેઈ વારૂંરે. ૧૩
અંત સમેના બદરીપતી છો બેલીરે,
બિરદ વિચારી મોહન દેશો માં મ્હેલીરે;
ગ્રુંડે ગ્રહ્યા કુંજરરાયને જ્યારેરે,
અરજ સુણીને ચઢિયા ચતુરભુજ વ્હારેરે. ૧૪

સુધન્વાની તેલ કઢા કરી ટાઢીરે,
વૈક્ષવ મારે દાનવ નાંખ્યા વાઢીરે;
મચ્છારૂપે નાગનાં નેતરાં કીધાંરે,
સાગર મથીયો વેદનાં કારજ સીધ્યાંરે. ૧૫
વરાહરૂપે ધારી ડાટમાં ધરણીરે,
અસુર માર્યો ઈશ્વર અદભુત કરણીરે. ૧૬
નરસિંહ રૂપે સાધુ તણી કીધી સહાયરે,
વામન રૂપે બાંધ્યો પ્રભુ બળિરાયરે;
ક્ષત્રિ હણિયા ફરશી લઇને હાથેરે,
સીતાપતિયે વાંદર લીધા સાથેરે. ૧૭
પથરા તાર્યા બાંધી સાગરની પાજરે,
રાવણ મારી દીધું વિભિષણને રાજરે;
અબળારૂપે દેવાને અમૃત આપ્યુંરે,
કપટી દાનવે રાહુનું મસ્તક કાપ્યુંરે, ૧૮
વૈદ થઇને આયુર્વેદ વિસ્તાર્યોરે,
કૃષ્ણ સ્વરૂપે અવનીનો ભાર ઉતાર્યોરે;
ઉદ્ધવ અર્જુન પ્રત્યે પ્રકાશ્યું જ્ઞાનરે,
જેથી મટે મોહ મમત અભિમાનરે. ૧૯
કપિરૂપે માતાનું અજ્ઞાન કાપ્યુંરે,
પૃથુ સ્વરૂપે ધર્મનું થાપન થાપ્યુંરે;
દત્તગુરૂજી જદુરાયને જ્ઞાન દીધુંરે,
હંસ થઇને પાણી તજી પય પીધુંરે. ૨૦
હયગ્રીવ રૂપે દૈત્ય હણ્યો દીનાનાથેરે,
સનકાદિક તો ચારે ફરે છે સાથેરે;

બ્રહ્મચારીનો વેશ ધર્યો ભગવાનરે,
નારદ રૂપે વેદાંતનું વાળ્યું વાનરે. ૨૧
વેદની શાખા વ્યાસ રૂપે વિસ્તારીરે,
પરમહંસની દ્રઢતા ઋષભદેવ ધારીરે;
બુદ્ધ સરૂપે અસુરોનું પરાક્રમ બાળ્યુંરે,
જગન સરૂપે પુત્ર પ્રમાણે જગ પાળ્યુંરે. ૨૨
નરનારાયણ રૂપ ધર્યું બહુ નામીરે,
તપશા કરવા બેઠા ત્રિલોકના સ્વામીરે;
ઉંઘ અહાર ને સ્ત્રી એ ત્રણનો અભાવરે,
સ્વામી એવો રાખો છો સહેજ સ્વભાવરે. ૨૩
કળિજુગ અંતે કલંકી થશો સુખકારીરે,
શુરવીપ્રના શત્રુને દેશો સંહારીરે;
જ્યારે જ્યારે અધર્મનું બળ જામેરે,
પાપીડાંનો પંથ પાધરો વામેરે. ૨૪
ત્યારે ત્યારે આપ ધરો છો અવતારરે,
અધર્મ ટાળી સુધર્મ થાપો છો સારરે;
વારી જાઉંરે વ્હાલા વૈકુંઠ વાસીરે,
નમો નમોજી અલખ પુરૂષ અવિનાશીરે. ૨૫
નમો નમોજી હરિજનના હિતકારીરે,
નમો નમોજી અવતારના અવતારીરે;
ન૦ ભુધર બ્રહ્મણ્ય દેવરે, ન૦ સુરવર મુનીવર સેવ્યરે.
ન૦ વિશ્વંભર વિશ્વેશરે, ન૦ શારંગપ્રાણી સુરેશરે;
ન૦ સદ્ગુણના પ્રભુ સિંધુરે, ન૦ દામોદર દીનબંધુરે.
ન૦ પતિતપાવનકારીરે, ન૦ ગોવિંદ ગિરિવરધારીરે;

ન૦ અનંત લોચન ઈશરે, ન૦ જગજીવન જગદીશરે. ૨૮
ન૦ અખિલ જગ આધારરે, ન૦ કોટિભુવન કરનારરે;
ન૦ સતચિત આનંદરૂપરે, ન૦ ભુધર ભક્તના ભુપરે. ૨૯
ન૦ વિશ્વથી વેગળો વાસરે, ન૦ પ્રેમીજનને છો પાસરે;
ન૦ પરબ્રહ્મ અક્ષર પારરે, ન૦ ભાવનથી છો બહારરે. ૩૦
બળવંત બેલી છો બાપરે, ન૦ ટાળી દો ભવના તાપરે;
ન૦ અહારમાં છો અગમ્યરે, ન૦ સંત પ્રસંગે સુગમ્યરે. ૩૧
ન૦ દુરિજનથી છો દુરરે, ન૦ ઝીણામાં ઝીણા જરૂરરે;
ન૦મેરૂ થકી પણ મોટારે,ન૦ખળને તો લાગો છો ખોટારે. ૩૨
ન૦ ઈશ્વર અંતરજામીરે, ન૦ શેષ મહેશના સ્વામીરે;
ન૦ અવગુણ કોટી અમારારે, ન૦સદ્ગુણ સર્વે તમારારે. ૩૩-
ન૦નાથ નિરંજન નિત્યેરે, ન૦ પરખો છો અંતરની પ્રીતરે;
ન૦વડાઈ આપની વિચારોરે,ન૦ત્રિકમ ભવજળ તારોરે. ૩૪
ન૦ પુરણ કીધી ચોપાઇરે જે કો (આ પદ) ગાશેરે,
પ્રભુ રામાનંદનો પ્રસન્ન થાશેરે.

---

(જ્ઞાનીને!ગુરૂ કરવા પણ માયાનો ડાળ દેખીને રીઝવું નહિ
તે વિષે-રાગ ધોળ.)

વીરા વસ્તુ વિચારીને વ્હોરિયે,
પરિણામે પરમ સુખ થાય;
રૂપે નવ રીઝીયે.
સાવધાન થઇ ગુણ શોધીયે,
જેથી પોતાનો અવગુણ જાય. રૂપે૦ ૧
ઇંદ્રવરણાં કેસર જેવાં ઓપતાં,

ચાખી જોતાં તો વિષ જેવી ચીજ; રૂપે૦
ધોળિ ધરતી જોઇ ધોરિ જોતર્યા,
વાવ્યા કેડે ઓવાણું છે બીજ. રૂપે૦ ૨
દેખ્યું દુધ આકડિયાનું ઉજળું,
પીતાં વાંત છુટી ગયા પ્રાણ; રૂપે૦
શીળી છાયા જોઈ કર્યો સાથરો,
મેણો ચડિયો ને મળિયું મસાણ. રૂપે૦ ૩
ઘણી મહેનતે ઉછેરી ઘોડલી,
જાણી પંચકલ્યાણીની જોડ; રૂપે૦
પરદેશી આવ્યો કોઇ પારખું,
ખોળિ દેખાડી ચોરાશી ખોડ. રૂપે૦ ૪
જાણ્યું સોનાની લીધી છે સાંકળી,
આથી સરશે કાઠે માઠે અર્થ; રૂપે૦
જીવ જેવી જતન કરી જાળવી,
તાવિ જોતાં પિતળ થયું તર્ત. રૂપે૦ ૫
અજાણ્યાં પંખી જઈ બેઠાં આકડે,
કેરીયો જોઇ વશિયાં વાસ; રૂપે૦
ચાર પખવાડિયે ભરી ચાંચડિ,
તુર દેખીને પામીયાં ત્રાસ. રૂપે૦ ૬
ખપ હોય તો વિવેકથી ખોળીરે,
પછી ગુરૂ વચનામૃત પીજે; રૂપે૦
વીરા લ્યુંરે વિવેકનાં વારણાં,
રૂપીરાજ કે' રામજી રીઝે. રૂપે૦ ૭



ડોળ દેખી વડાઇ ન દાખીયે,
ગુણુ જોતાં પડી જાય ગમ;
ભુલાશો નહિ ભરમથી.
કૈંક ઢુંગી કરે ધ્યાન ધુતવા,
શીળ સંતોષતા લેઈ સમ. ભુલાશો૦ ૧
હંસ જાણી પુજા કરી હેતમાં,
મ્હેલી આગળ મોતીની માળા; ભુલાશો૦
ધ્યાન મધ્યે માછલડીની ધાંખના,
ચટ વરતાણા બગલાના ચાળા. ભુલાશો૦ ૨
જળ જાણ્યું ગંગાજીના ઘાટનું,
શીશી પીધી કરીને સ્નેહ; ભુલાશો૦
એક પળમાં પડી ગયું પારખું,
દારૂ ચડિયો બગડીયો છે દેહ. ભુલાશો૦ ૩
લીંડીપીંપરમાં ભળી લીંડીયો,
ઝીણી નજરે જુવે તો જણાય; ભુલાશો૦
પેટ ચઢશે રગડશે એ રોગીને,
ખોળી જોયા વિના શીદ ખાય. ભુલાશો૦ ૪
સારી સાકર જાણીને સંઘરી,
દીલ હરખ્યું ને ડોલાવી ડોક; ભુલાશો૦
ફાકી જોતાં ફટકડીનો ફાકડો,
લાગી વરૂવી ને હસિયા છે લોક. ભુલાશો૦ ૫
હીરો જાણી જતન કર્યું હેતમાં,
બહુ શોભીતો બીલોરી પ્હાણો; ભુલાશો૦
ઝવેરી ઘેર લઇ ગયા જ્યાહરે,

વાલ ત્રાંબાને મુલે વેચાણો. ભુલાશો૦ ૬
ત્રણ વાર તપાસીયે તોલડી,
ત્યારે નક્કી નિરાંતજ થાય; ભુલાશો૦
કહે વચન કવિરાજનાં,
તેને મળશે ત્રિભોવનરાય. ભુલાશો૦ ૭

( કપટીના ગુરૂને ઓળખવા વિષે. )

કણ ચરવા ટોળે મળ્યાં કોગલાં,
ઝટ નાખી છે ઉપર જાળ;
અધરમીનો આશરો.
ઉડે તોય ઉડાય ન આપેથી,
પાણી પહેલી ન બંધાય પાળ. અધ૦ ૧
ડુંગાનું વહાણ દરિયાને કાંઠડે.
ભાવ દેખાડી ભલપણ ભાખે; અધ૦
વચ્ચે લેઇ જઇ થોભાડે વહાણને,
લુંટી લેઇને દરિયામાં નાખે. અધ૦ ૨
પશુઘાતીયે બોકડા પાળિયા,
સારા સાચવીયા ભાવસોત; અધ૦
રાંચેડું ધારી બોકડાં રીઝીયાં,
દિને દિને મળિયું છે મ્હોત. અધ૦ ૩
ફાંશિયા તણું મંદર કુટડું,
સારી રીતે કર્યો સત્કાર; અધ૦
પ્રેમ દેખાડી ભોજન પીરસ્યાં,
માંહી ખવરાવ્યો સોમલખાર. અધ૦ ૪

વીણાજંતર લેઇ વન પારધી,
રૂડી રીતે આલાપ્યો છે રાગ; અધ૦
મોહ પામીને આવીયાં મૃગલાં,
તીખે બાણે થયાં તન ત્યાગ. અધ૦ ૫
પહેર્યું કેદાર કંકણુ કોટયમાં,
મનીબાઇને મળિયું છે માન; અધ૦
ભરૂસો દઇ ઉંદર ભોળવ્યા,
દેવા માંડયાં છે મ્હોતનાં દાન. અધ૦ ૬
ભટ્ટ પંડિત બાવાને ભેખમાં,
કહેડ બાંધી ફરે કળિકાળ; અધ૦
રૂષિરાજ કે' વંચશે વિરલા,
જેને જાળવશે જગપાળ૦ અધ૦ ૭

( સતગુરૂને ઓળખવા વિષે. )

નવ જાય ઝબકડીથી જામની,
રવિ પ્રગટે રહે નહિં રાત;
ગુરૂ એવા ગોતીયે.
બોધ સુણતાં કરમ બળે બાપડાં,
ઝટ ખોવાય જીવની જાત; ગુરૂ૦ ૧
પળ એકમાં પારસ પરસતાં,
હથિયારનું થઇ જાય હેમ; ગુરૂ૦
માયા પડદો મટાડીને મેળવે,
કમળાપતિ કુશળખેમ. ગુરૂ૦ ૨
એક અગરચંદનનેરે આશરે,

તરૂ થઈ જાય ચંદન તુલ્ય; ગુરૂ૦
એમ સતગુરૂ શરણેથી સહેજમાં,
ભવ સંભવની ટળે ભુલ્ય. ગુરૂ૦ ૩
આવી પાંખો ઇયળ લાગી ઉડવા,
સાચો મળીયો છે ભમરીનો સંગ; ગુરૂ૦
બ્રહ્મમંત્રે કરી પરિબ્રહ્મને,
ઓળખાવીને આપે ઉમંગ. ગુરૂ૦ ૪
મણિદીપ મંદિર માંહી મેલીયો,
બારે માસમાં કેદી ન બુઝાય; ગુરૂ૦
દીલમાં થાય જ્ઞાનનો દીવડો,
માયા અંધારૂં જોતામાં જાય. ગુરૂ૦ ૫
એકવાર અમૃત ગળે ઉતરે,
મરવાની મટી જાય બીક; ગુરૂ૦
કાળ મર્મ હવે મને શું કરે,
મારો નાથ ફરે જો નજીક. ગુરૂ૦ ૬
ચઢે બ્રહ્મ ખુમારીની ભાવના,
ટળે લોકડીયા તણી લાજ; ગુરૂ૦
દુર માયાનું મંડળ દેખીયે,
રૂદે વાસ કરે રૂષિરાજ. ગુરૂ૦ ૭



( રાગ કાફી—મુમુક્ષુને બોધ વિષે. )

ભજન કર ધીરજ ધારીરે, ભજન કર. ટેક.
ધીરજ ધરી પ્રહેલાદ પ્રથમથી,
પ્રભુજીયે ચિંતા કરી પરીરે; ભજન કર. ભજન૦ ૧

ધીરજ ધરી ભુપાળ બીભિષણુ,
રઘુવર જઇ લીલા લહેર કરીરે; ભજન કર. ભજન૦ ૨
ધીરજ ધરી રાજા દ્રુપદની દીકરી,
અસુરોના હાથ થકી ઉગરીરે; ભજન કર. ભજન૦ ૩
ધીરજ ધરી હરિશ્ચંદ્ર ધરાપતિ,
ફરીને ઠામે રહ્યાજ ઠરીરે; ભજન કર. ભજન૦ ૪
ધીરજ ધરી પૃથ્વીપતી પાંડવ,
ભંડાર સુખના લીધાજ ભરીરે; ભજન કર. ભજન૦ ૫
ધીરજ ધરી વળી વીપ્ર સુદામે,
હાથમાં આવ્યો હીરો હરીજહરીરે; ભજન કર. ભજન૦ ૬
ધીરજે રીઝે રૂષિરાજ રઘુવર,
ધીરજ ધરી તો તરી શવરીરે; ભજન કર. ભજન૦ ૭



ભજન કર સતગુરૂને શરણેરે, ભજન કર. ટેક.
સતગુરૂની સર્વોપરી સમઝણુ,
ભારત વેદ પુરાણુ ભણેરે; ભજન કર. ભજન૦ ૧
સતગુરૂના પરતાપે સહેજમાં,
બોબડો પંડિતરાજ બણેરે; ભજન કર. ભજન૦ ૨
સતગુરૂનો ઘડિ એક સમાગમ,
કોટિ જનમનાં પાપ હણેરે; ભજન કર. ભજન૦ ૩
સતગુરૂ દરશનથી પરસન છે,
ત્રિભુવન નાયક દેવ ત્રણેરે; ભજન કર. ભજન૦ ૪
ગુરૂ ગોવિંદ વચ્ચે નહિ અંતર,
જ્ઞાન ગઢી ઘડિમાંહિ ચણેરે; ભજન કર. ભજન૦ ૫

સતગુરૂનું શરણું દાતરહું,
લાખ જનમનું પાપ લણેરે; ભજન કર. ભજન૦ ૬
બલીહારી રૂષિરાજ ગુરૂ પર,
ગોવિંદને ગુરૂ તુલ્ય ગણેરે; ભજન કર. ભજન૦ ૭

( મુમુક્ષુને વિચારવા વિષે. )

અણસમજુ બહુ સાધન આદરેરે,
ત્યમ ત્યમ મનમાં વળગે મેલ હો લાલ;
મારગ ન્યારો છે મોક્ષનોરે. ટેક.
ખેપ કરે પણ ત્યાંનો ત્યાં ફરેરે,
જેવો ઘાંચી કેરો બેલ હો લાલ; મારગ૦ ૧
વનમાં વાસ કરે છે વાંદરાંરે,
શરીરે વેઠે તાપ ને શીત હો લાલ; મારગ૦
એ રીતે નર વનમાં આથડેરે,
કયમ કરી પ્રગટે પ્રભુથી પ્રીત હો લાલ. મારગ૦ ૨
રાસભ રોજ આળોટે રાખમાંરે,
સમજણ નાવે નાવે સાન હો લાલ; મારગ૦
જળમાં વસે હજારો જીવડાંરે,
ઘટમાં પ્રગટે નહિ કાંઈ જ્ઞાન હો લાલ. મારગ૦ ૩
નારી વેષે ફરે બહુ ફાતડારે,
હરીથી છેટું ગાઉ હજાર હો લાલ; મારગ૦
નરનો વેષ ધરે કંઇક નારીયોરે,
એથી કયમ રીઝે કીરતાર હો લાલ. મારગ૦ ૪
ચરણો હરિયે આપ્યાં ચાલવારે,

તીરથ કરવા તરવા ભવ હો લાલ; મારગ૦
મુરખ ઉભા રહી દુઃખમાં મરેરે,
નારાયણ તો મળિયો નવ હો લાલ; મારગ૦ ૫
ક્રિયા કરવા કર હરિયે કર્યારે;
અક્કડ રાખે હાથ અજાણ હો લાલ; મારગ૦
ખરડી ગુદા રહે ખરની પેઠેરે,
ન પડે ઇશ્વરની ઓળખાણ હો લાલ. મારગ૦ ૬
હરિગુણ ગાવા જીભ હરિયે રચિરે,
મુનિવ્રત લેઈ ફરે કંઇક મુઢ હો લાલ; મારગ૦
રચના રૂદે ધરો રૂષિરાજનીરે,
આતો જ્ઞાન અર્થ છે ગુઢ હો લાલ. મારગ૦ ૭



મધુગરી શ્વાન ઘરોઘર માગતારે,
આખા કુળનો એજ અભ્યાસ હો લાલ;
વૈકુંઠ મારગ છે વેગળોરે.
માનુની ત્યાગે છે મોરડારે,
મરઘડાં જાગે બારે માસ હો લાલ. વૈકુંઠ૦ ૧
દંડવત કરતા દીઠા કાતરારે,
બગલાં ધરે અડગ થઇ ધ્યાન હો લાલ; વૈકુંઠ૦
ગાડર ઉન મુંડાવે અંગનીરે,
એથી શીદ ધરો અભિમાન હો લાલ. વૈકુંઠ૦ ૨
માકુવા તણા મંડાણમાંરે,
રાત દિવસ પોકારે રામ હો લાલ; વૈકુંઠ૦
ગુણકા કરે રૂપાળાં ગાવણાંરે,

કુંભીપાકે જવાનાં કામ હો લાલ. વૈકુંઠ૦ ૩
ચોગીવેશ ભવૈયા ચોગવેરે,
ખળ થઇ અંગ લગાવે ખાખ હો લાલ; વૈકુંઠ૦
ગંગાએ ન્હાવા જાય છે ગંઠીયારે,
ઉંધો અંતરનો અભિલાખ હો લાલ. વૈકુંઠ૦ ૪
કવિજન ગીત બનાવે કારમાંરે,
સુંદર મુરતી ઘડે શિલાટ હો લાલ; વૈકુંઠ૦
પંડિત પોથી વાંચે પેટનીરે,
અંતરે રળવા તણા ઉચાટ હો લાલ. વૈકુંઠ૦ ૫
નાગાં રંચ ફરે છે રાનમાંરે,
ભાસે બાળકને સહુ બ્રહ્મ હો લાલ; વૈકુંઠ૦
વૃક્ષને તપશ્યાને વૈરાગ્ય છેરે,
એથી કાંઇ બળે નહી કર્મ હો લાલ. વૈકુંઠ૦ ૬
મનનો ગુરૂ થયા વિના માનવીરે,
રખડે રોઝ સરીખો થઇ હો લાલ; વૈકુંઠ૦
રચના રૂદે ધરે રૂષિરાજનીરે,
તેને ભવની ભાવઠ ગઇ હો લાલ. વૈકુંઠ૦ ૭



( મોક્ષદાતા સત પુરૂષનાં લક્ષણ વિષે. )

સતગુરૂ ભેટે તો સહેજમાંરે,
આવે ભવસાગરનો અંત હો લાલ;
સતગુરૂ લક્ષણ એ સાંભળોરે.
શામણે આવે તે સહેજમાંરે,
સમજાવ્યુ દેહને કરી દે સંત હો લાલ. સતગુરૂ૦

પારસ હેમ કરી દે પલકમાંરે,
ટળી જાય એક લહરકે લોહ હો લાલ; સતગુરૂ૦
કોટિક ભવની ટાળે કુમતીરે,
મટે મમતા માયા મોહ હો લાલ. સતગુરૂ૦ ૨
પ્રભુ સમરણમાં જેને પ્રેમછેરે,
ઇંદ્રીજીત અક્રોધી અકામ હો લાલ; સતગુરૂ૦
ધર્મ સનાતન ઉપર ધારણારે,
જેને લાલચ લોભ હરામ હો લાલ. સતગુરૂ૦ ૩
જીવ ઇશ્વર ને માયા જુજુવાંરે,
ચોખ્ખી રીતે સમઝે ચોજ હો લાલ; સતગુરૂ૦
ભકતી કરી જાણે નવ ભાતનીરે,
ખાળે હું પદ કેરો બોજ હો લાલ. સતગુરૂ૦ ૪
વરતી રહે સદા વૈરાગનીરે,
પર ઉપકારી પરમ દયાળ હો લાલ; સતગુરૂ૦
ક્ષમા ખડગ ધીરજની ઢાલડીરે,
વાઢે અજ્ઞાન ફોજ વિશાળ હો લાલ. સતગુરૂ૦ ૫
શિળગુણ સતવાદી સંતોષિયારે,
અધરમ ટાળ્યા ઉપર તાન હો લાલ; સતગુરૂ૦
નિર્મળ નિરમાની નિસવાદીયારે,
દીનજોઇ આપે અભયપદ દાન હો લાલ. સતગુરૂ૦ ૬
જેને શોક હરખ સરખાં થયાંરે,
સરખાં આદર ને અપમાન હો લાલ; સતગુરૂ૦
રચના રૂદે ધર રૂષિરાજનીરે,
તેને મળશે ગુરૂગમ જ્ઞાન હો લાલ. સતગુરૂ૦ ૭

( રાગ ગરબી. )

દુનિયાં રૂઠીને શું કરશે,
પ્રભુ જેના બેલી;
કોઇના માર્યા કેમ મરશે, પ્રભુ૦ ટેક.
લાખાગૃહમાં પુર્યા પાંડવને,
કૌરવે લાહ્ય કરેલી. પ્રભુ૦ ૧
ચંદ્રહાસ કેરી ન્હારેરે ચઢિયા,
વિષ કેડી વિષયા લખેલી. પ્રભુ૦ ૨
ભસ્માંગદની ભાવાનીને માટે,
શામળીયે કીધી શેલી. પ્રભુ૦ ૩
શીતળ જેવી સુધન્વાની કીધી,
તેલ કઢા ઉકળેલી. પ્રભુ૦ ૪
અંબરીખને આપોઆપ ઉગાર્યા,
દુર્વાસાને લ્હાય મેલી. પ્રભુ૦ ૫
હરિશ્ચંદ્રરાયની હરકત જાણી,
બાજી સુધારીરે છેલ્લી. પ્રભુ૦ ૬
દુરિજનિયાં રૂષિરાજને દુભે,
તેમ તેમ આનંદની હેલી. પ્રભુ૦ ૭

---

દુરિજનિયાં કેમ ડરશે,
અનાદિનાં અવળાં;
માથાં કુટી કુટી મરશે, અનાદિનાં૦ ટેક.
સીતાને સંતાપી વનમાં વળાવ્યાં,
ઠાર્યાં એવાં તો ઠરશે. અનાદિનાં૦ ૧

જ્યારે ઉગે ત્યાં તો જરીયે ન વાવે,
આરોડ ધરતીમાં ધરશે. અનાદિનાં૦ ૨
સંત અસંતની રીત ન સમજે,
આડે ધડેથી ઉચરશે. અનાદિનાં૦ ૩
સવળા ઉપાયનો સંગ ન કરે,
અવળો ઉપાય આદરશે. અનાદિનાં૦ ૪
તુચ્છમતિ પશુ પુછ વિનાનાં,
ડહાપણમાં ફુલ્યાં ફરશે. અનાદિનાં૦ ૫
ગોવિંદ સરખા ગુરૂને ન ગાંઠે,
કેડેથી કીરતિયો કરશે. અનાદિનાં૦ ૬
નાજ ગમે રૂષિરાજની નજરે,
દૈત્યોની ઓધે ઉતરશે. અનાદિનાં૦ ૭



ચારેજુગમાંરે આવાઅધરમીઅનાદિ,
આગળાં આવા આવા અધરમી. ટેક.
પહેલા જુગે હીરણાકંસ પાપી,
ધરમીને ધાતારે ખાવા; અધરમી૦ ૧
ત્રેતામાં રાવણે ત્રાસ પડાવ્યા,
દશરથને ઘેર દાવા. અધરમી૦ ૨
દ્વાપરમાં ફર્યાં દૈત્યોનાં ટોળાં,
સંતોને ત્રાસ પડાવા. અધરમી૦ ૩
દ્વાપર અંતે થયો દુર્યોધન,
પાંડવને ઝેર પાવા. અધરમી૦ ૪
કંસ શિશુપાળ કૈરવ કેશી,

લાગિયા ધરતી ઝુલાવા. અધરમી૦ ૫
કળજુગમાં પણ કૌરવ જેવા,
બહુ ફરે બાબુ ને બાવા. અધરમી૦ ૬
ચારે જુગે રૂષિરાજ તણા ચોર,
અધરમને ઉપજાવા. અધરમી૦ ૭

(સંતનાં ત્રીશ લક્ષણ વિષે.)

[૧]દયાવાન [૨]નિરમાન ગુણ [૩]દીનનારે,
[૪]પવિત્રાઈ [૫]ઇંદ્રજીત ને [૬]અક્રોધ;
શુભ લક્ષણથી ઓળખી લ્યો સંતનેરે.
[૭]નિરલોભ [૮]શોકરહિત ને [૯]સંતોખિયારે,
બળે હુંપદનાં મૂળ એવો [૧૦]બોધ. શુભ૦ ૧
શશી બરાબર શીતળ [૧૧]સ્વભાવનારે,
[૧૨]ક્ષમા ગુણવંત પૃથ્વી પ્રમાણ. શુભ૦
નિત્ય નિમિત્ત [૧૩]કર્મ કરે નિર્મળારે,
મુખે પોતાનાં કરે [૧૪]વખાણ. શુભ૦ ૨
પુરી તાળી લાગી [૧૫]પાંચમા વૈરાગથીરે,
પરધન જેને [૧૬]પથરા સમાન; શુભ૦

પરનારી જેને પોતા કેરી માવડી[૧૭]રે,
ગળે દેહાભિમાન એવું જ્ઞાન[૧૮]. શુભ૦ ૩
કામકાજમાં હરેક વાતચીતમાંરે,
ધીરજ[૧૯] ધિંગીવિવેક[૨૦]ને વિચાર[૨૧]. શુભ૦
શ્રવણ[૨૨] કીરતન[૨૩] સમરણ[૨૪] ગુરૂ સેવ[૨૫]નારે,
વળી અર્ચન[૨૬] ભક્તીનો અધિકાર. શુભ૦ ૪
છઠ્ઠી વંદન[૨૭]ને દાસભાવ[૨૮] સાતમીરે,
સખા[૨૯] આઠમી છે ભક્તિ ખાંડાધાર; શુભ૦
છેલ્લી આત્મનિવેદન[૩૦] તારે સર્વનેરે,
સંત તરી જાય સહેજમાં સંસાર. શુભ૦ ૫
ત્રીશ લક્ષણ સોહામણાં સંતનાંરે,
એના સંત એતો હરીના સમાન; શુભ૦
એના દર્શનથી દોષ સઘળા ટળેરે,
પુન્ય પ્રાગરાજ ત્રિવેણીસેં પાન. શુભ૦ ૬
એકલસંગી મહારાજના આશરેરે,
એવા ફરે આ સમે અનેક; શુભ૦
રૂષિરાજ કેરા સંતની એ રીત છેરે,
ટાળે ચોરાશીનાં દુઃખ એવી ટેક. શુભ૦ ૭

---

( રાગ ગોડી. )

ધર્યો મ્હેલ જોને થઇ ગઇ ગોડી. ધર્યો મ્હેલ. ટેક.
ચાર પહોર કરી પેટની ચિંતા,
પંખીડાં વળ્યાં ચારો છોડીરે. ધર્યો૦ ૧
નસીબે લખેલા થકી અધિકું મળે નહી,
દીન થઈ શીદ મરે દોડીરે. ધર્યો૦ ૨
મિલકત મ્હેલીને જાવુંરે જીવડા,
સંગે તો નાવે એક કોડીરે. ધર્યો૦ ૩
ભગતી ભજન તણી દિશા ભુલીને,
મુરખ ગયો દીશ મોડીરે. ધર્યો૦ ૪
સંત સમાગમ કરરે શુરો થઇ,
આળસ રાખશે ઓડીરે. ધર્યો૦ ૫
ભાન વિના તને ભવમાં ભમાવે,
આશા ને ત્રક્ષાની જોડીરે. ધર્યો૦ ૬
અંતરયામી દાસ દુર્લભનો સ્વામી,
તેના ગુણ ગા તન તોડીરે. ધર્યો૦ ૭

---

દોહલી વેળાના બેલી દીનાનાથ દાતા. ટેક.
જન મનરંજન નાથ નિરંજન,
ભવભય ભંજન ભ્રાતારે. દોહલી૦ ૧
જગમાં અસુર જેવા તજેછે તમારી સેવા,
ભવો ભવ હેવા અથડાતારે. દોહલી૦ ૨
કોઇથી કળાતા નથી ભણ્યાથી ભણાતા,
નથી અસુરોથી ઓળખાતારે. દોહલી૦ ૩

નટવર નાગર શુભગુણુ સાગર,
ત્રીકમ મુનિવર ત્રાતારે. દોહલી૦ ૪
હે દીનબંધુ હે કરૂણાના સિંધુ,
ભક્તવત્સળ પિતુ માતારે. દોહલી૦ ૫
હે ભવતારણુ અધમ ઉધારણુ,
ધર્મના ધારણુ ધાતારે. દોહલી૦ ૬
અંતરયામી દાસ દુર્લભના સ્વામી,
સેવકને કરો શાતારે. દોહલી૦ ૭



હરિ નારાયણુ સગા છો હમારા. ટેક.
સ્વારથીયો સંસાર સકળ છે,
માતા ને પિતા સુત દારારે. હરિ૦ ૧
ગરભ સમે પ્રભુ જ્ઞાન પ્રકાસ્યું,
જઠરાથી જાળવનારારે. હરિ૦ ૨
પ્રાણુપતી પુરૂષોત્તમ એક પળ,
નેણુંથી નવ રહો ન્યારારે. હરિ૦ ૩
તન મન ધન અર્પણુ છે તમને,
પ્રાણુથી પ્રીતમ પ્યારારે. હરિ૦ ૪
સુખસાગર એક આપનું શરણું,
બીજે તો સુખના ઉધારારે. હરિ૦ ૫
શરણુંગત વત્સળ સત્યસિંધુ,
ખળ જનને બહુ ખારોરે. હરિ૦ ૬
દાસ વત્સળ દુર્લભના દીલની,
પ્રીતડી પારખનારારે. હરિ૦ ૭



મને તો તમારો મોટો ભરૂંસો મોરારી. મને૦ ટેક.
જનમ ધર્યા મ્હોર રોજી જગાવો,
પછે પ્રગટે દુધાધારીરે. મને૦ ૧
વિશ્વંભર વહાલા બિરદ તમારૂં,
નામ ઉપર જાઉં વારીરે. મને૦ ૨
જળ પહાડ પવનનારે પ્રાણી,
સર્વેને પોંખો છો સંભારીરે. મને૦ ૩
શરણાંગત કેરા છો બેલી,
સેવકને સુખકારીરે. મને૦ ૪
શવરી સુદામા વિદુરનારે વહાલા,
અડતામાં અહલ્યા ઉદ્ધારીરે. મને૦ ૫
અસુર સભામાંથી અબળા ઉગારી,
લાજભેર પાંડવ નારીરે. મને૦ ૬
ગોડી સમે દુર્લભનારે ગીરૂવા,
પ્રહેલાદ વિપત્તિ વીદારીરે. મને૦ ૭

(રાગ ધુન્ય.)

આવો સંતો ઉમંગે ધુન્ય આદરિયે,
ધુન્ય આદરિયે ભવજળ તરિયે. આવો૦ ટેક.
વિટભુગને પણ પંચ વિષય છે,
એ સુખમાં શું પચી મરીયે. આવો૦ ૧
વણુ મતીયાં દુનીયાંની વાદે,
રોગટ ફેરા ના ફરીએ. આવો૦ ૨
સંત સમાગમ દેવને દુર્લભ,

કોડે કોડે જરૂર કરીયે. આવો૦ ૩
ધુન્ય સમે ઠગ લોક અધરમી,
દોડી પડે દુઃખને દરીયે. આવો૦ ૪
રૂડું કરતાં કુડું ભલે કહેતો,
દુરિજનિયાં થકી શીદ ડરીયે. આવો૦ ૫
જેટલી વાર સંભારીયે શ્યામને,
એટલા આપણુ સંભારીયે. આવો૦ ૬
દેવ રીઝે દાસ દુર્લ્લભ કેરો,
વાયક એવાંરે વાવરીયે. આવો. ૭

---

નંદલાલા અમે તો તારાં દાસડિયાં,
વ્રજવ્હાલા અમે તો તારાં દાસડિયાં,
હરિહરિની પુરો આસડિયાં. નંદલાલા૦ ટેક.
જે મુખે નામ નહી પ્રભુ તારૂં,
એ મુખ ઉપર ખાસડિયાં. નંદલાલા૦ ૧
નામ પ્રતાપ થકી જમ ત્રાસે,
કળિજુગ લે મુખે ઘાસડિયાં. નંદલાલા૦ ૨
રટન કરતાં વીતે દિન રજની,
દિન દિન કરતાં આસડિયાં. નંદલાલા૦ ૩
નામ ભુલાવે ભેગાં થઇ નુઘરાં,
તો અમને પડે ત્રાસડિયાં. નંદલાલા૦ ૪
પ્રેમને આધીન ગોપીના પ્યારા,
પ્રેમને વશ રમ્યા રાસડિયાં. નંદલાલા૦ ૫
નવધામાં લાગી પુરણ લગની,

આઠે પહોર એ અભ્યાસડિયાં. નંદલાલા૦ ૬
જનમો જનમ દાસ દુર્લભ જાચે,
વૈષ્ણવમાં દેજ્યો વાસડિયાં. નંદલાલા૦ ૭



રાખો રાખો શરણે હવે શામળિયા,
હરિ હરિ શામળિયાજી છો બહુ બળીયા; રાખો૦ ટેક.
શેષ મહેશ વડા તુમ શરણે,
શરણ વિના કાળે સહુ ગળિયા. રાખો૦ ૧
ધ્રુવ પ્રહેલાદ જનક સનકાદિક,
શરણ થકી સઘળા વળિયા. રાખો૦ ૨
પોતાના જોરે માયા તરે પ્રાણી,
શ્રવણે નથી કોઈ સાંભળિયા. રાખો૦ ૩
ગીધ કુપી ગુણીકા ગજ ઉપર,
ધન્ય પ્રભુજી અઢળક ઢળિયા. રાખો૦ ૪
અકળ સ્વરૂપ સકળ અવતારે,
કુડ મતિયે કેદી ન કળીયા. રાખો૦ ૫
સહાય કરો શરણાગતની પ્રભુ,
સુળથી દાખલા બહુ મળિયા. રાખો૦ ૬
મહેર કરી દાસ દુર્લભને મોહન,
પુરવના વચને પળિયા. રાખો૦ ૭



બોલો બોલો જય જય બદરીશ્વરની,
બદરીશ્વરનીરે મુનીશ્વરની. બોલો૦ ટેક.
જય જય મચ્છ કચ્છ જય નરહરી,

જય જય ધરણીશ્વરની. બોલો૦ ૧

જય જદુનાથ બુદ્ધ જય કલંકી,
રૂષભ કપિલ રૂષીશ્વરની. બોલો૦ ૨

જય નારદ જય વ્યાસ વિશારદ,
જય મોહની મુક્તિશ્વરની. બોલો૦ ૩

જય પૃથુરાજ જગન જગકર્તા,
જય જય દત્ત યોગીશ્વરની. બોલો૦ ૪

જય હયગ્રીવ જય હંસધન્વંતર,
સનકાદિક શૃંગીશ્વરની. બોલો૦ ૫

કર જોડી જય જય કહે ગુમખ,
જય જય જય તપસીશ્વરની. બોલો૦ ૬

( સંતના મહિમા વિષે–રાગ ધોળ. )

સંત કલ્પતરૂ શીતળ છાયા,
બળતા જીવડલાના તાપ બુઝાયા;
અલખ નિરંજન આપે તિહાં આયા,
તો વૈરાગનો વાય વાયરોરે. ૧

સતસંગ નિર્મળ ગંગા સોહાવે,
મધ્ય નીર તેમાં મળી જાવે,
તે પણ ગંગા સ્વરૂપ કહાવે,
તો બલીહારી સંતના બિરદનેરે. ૨

સતસંગ નૌતમ નાવ અમારે,
આવી ચઢો કોઇ ઉભું છે આરે;
આંધળાં પાંગળાં પાર ઉતારે,

તો ભવ દરિયા તણો ભય મટેરે. ૩
કામધેનુ મારાં સાધુડાં કહીયે,
સેવતાં સકળ મનોરથ લહીયે;
જીવ મટી શિવ સ્હેજમાં થઇયે,
તો રીદ્ધિ સિદ્ધિને શું કીજીએરે. ૪
અગર ચંદન મારા સાધુ ઉદાસી,
વનકટી થઈ જાય ચંદન ખાસી;
ના જુવે મક્કા મથુરાં કે કાશી,
તો એરંડ વાંસ અભાગીયારે. ૫
સંત પારસમણી જગત સકળમાં,
સાચેથી સેવા કે સેવોરે છળમાં;
પરસતાં લોહ ટળી જાય પળમાં,
તો કુંદન થઈ જાય કારમુંરે. ૬
ભમરી ઇયળ કેરી જાત ભુલાડે,
આપ બરાબર કરીને ઉડાડે;
અંતર આંખડી સંત ઉઘાડે,
તો રચના જુવો રૂષિરાજનીરે. ૭



સંત શશીસમ શીતળકારી,
અમી ઝરતાં રહ્યા વાયક ધારી;
શાંતિ કરે ત્રણુ તાપ નિવારી,
તો આનંદસાગર ઉલટેરે. ૧
સંત ધન્વંતર વૈદ હમારા,
મહા ભવરોગ મટાવણહારા;

ઔષધ અમૃત જ્ઞાનની છો ધારા,
પરમારથ કરે પ્રેમસુંરે. ૨
સંત સૂરજસમ પુર્ણ પ્રકાશી,
મોહ માયા મહારાજની વિનાશી;
હંસ તણાં થાય હૈડાં હુલાસી,
તો ઘુવડ અધરમીને ગમ નહિરે. ૩
સંત વડા સાહુકાર વેપારી,
હીરા માણેકની દુકાનો હજારી;
સમજુ ઘરાક સંસકારી,
તો પેટી ઉઘાડી દે પલકમાંરે. ૪
સંત હરી કેરા લાડીલા હંસા,
મોતી ચુને ન ખપે મચ્છ મંસા;
અળગો કરે દુધથી જળ હંસા,
તે બગલાં જુદાં પડે બોલતાંરે. ૫
સંત શુરા મારા ગોવિંદે ગડિયા,
બેભાન થયા પીને પ્રેમના પડિયા;
અધરમના દળમાં જઈ અડીયા,
તો સોળમા સામંત શોભતારે. ૬
ગ્રંથ પંથ કેરી નોબતો ગાજે,
પાખંડના દળને કરે પરાજે,
શાબાશ રંગ દીધો રૂષિરાજે,
તો જણનારીને ધન જાણીરે. ૭

સુઘડ નાચતા સંત અમારા,
દામ વિના પરમારથ દ્વારા;
પાપ પડળ ઉતારણુહારા,
તો નજર કરી દે નિર્મળીરે, ૧
સંત સમાગમ દુર્લ્લભ જગમાં,
રામ અમલ ચઢિયો રગરગમાં;
પૃથ્વી તોડે એવું છે બળ જેમાં,
તો કીડી દુભતાં કમકમેરે. ૨
ધન્ય ધન્ય સંત ફરે એજ ધરણી,
સંત સેવે એની ધન્ય ધન્ય કરણી;
વદન હજારેથી ના શકે વરણી,
તો એક મુખે શું ઉચરૂરે. ૩
ધન્ય ધન્ય ઘર જેમાં વૈષ્ણવ વસતા,
હરીજન બેસે ઉઠે નિત હસતા;
ગમાર લોક ફરે ગર ઘસતા,
તો પાપી પોતાને પાપે બળેરે. ૪
નિર્મળ તીરથ જ્યાં સંત ન્હાયા,
મોહન સંગ અવિચળ માયા;
સંત વિશ્રામ કરે જેની છાયા,
તો ધન્ય ધન્ય જગમાં એ ઝાડનેરે. ૫
જે કુળમાં પાકિયા સંત સાચા,
વિશ્નુનું નામ વદે જેની વાચા;
તહાં કને તો જમ ખાય તમાચા,
તે ઇકલંતર કુળ ઉધર્યાંરે. ૬

હરિ હરિ હરિ જપે સંત અમારા,
ગંગ બરાબર મુખની ધારા;
પ્રાણ થકી રૂષિરાજને પ્યારા,
તો ભેટિયે ઉઠીને ભાવશુંરે. ૭

ઇતિ મુમુક્ષુનું અંગ–પ્રકરણ ત્રીજું સમાપ્ત.

# અથ મુકતનું અંગ.



## પ્રકરણ ૪ થું.



નરતન વસંત વિષે -રાગ વસંત.

આનંદનો દરિયો ભલે આવ્યો,
નરતન માસ વસંત;
વાજાં સકળ અનહદનાંરે વાજે,
સાંભળે વિરલા સંત. આનં૦ ટેક.
જરણાની ઝારી ને જ્ઞાન ગંગાજળે,
સત્યનું શ્રીફળ લાવો;
ક્ષમા વાડી માંહિ અક્રોધ આંબો,
નિર્ભયનો મોર મગાવો. આનં૦ ૧
ઉચી સંગત લાવો ઘઉંનીરે ઉબી,

પ્રેમનું કુમકુમ કાઢો;
સતગુરૂ શબ્દોની ફાંટયો ભરી,
અબિલ ગુલાલ ઉડાડો. આનંદ૦ ૨
ચોખ્ખા વિચારના સુંદર ચોખા,
વ્હાલાને ચાલો વધાવા;
રહેણીની રંભાનો મંડપ રોપ્યો,
સુરતની સચિયો નચાવા. આનંદ૦ ૩
અશોકનાં રૂડાં તોરણ ઓપે,
સુધરમ સાથિયા શોભે;
અંતર મહેકે નિરાશ અરગજા,
ભક્ત ભમર તહાં લોભે. આનંદ૦ ૪
સેવના ફુલડેથી મંડપ છાયો,
જુક્તિની ગુંથી છે જાળી;
વૃત્તિયો આતુર થઈ વૃજનારિયો,
વસંત ખેલે વનમાળી. આનંદ૦ ૫
નામ નારાયણ મીઠડા મેવા,
ધ્યાનને થાળે ધરાવો;
લોભ કપુરની આરતિ લાગે,
ક્રોધનો ધુપ કરાવો. આનંદ૦ ૬
ક્ળરૂચિ શેકીને ફુગવા બનાયા,
જમીને વખાણ્યા છે વ્હાલે;
પોસલિયે રૂષિરાજ પ્રસાદી,
આતુર જનને આલે. આનંદ૦ ૭

નરતન ગોકુળ વિષે.

રતન ગોકુળમાં ગિરધારી, ખેલ કરે જુઓ ખાસ;
રણુ બ્રહ્મ કરે પરિપુરણુ, આહિર ભક્તાની આશ.ન૦ટેક.
થમ પાપણી હણી પુતના, ચિંતાનું ઝેર ચુશીને;
ળ્યો પછે તરણાવત ટંટો, રાજી કીધા છે રૂષિને. ન૦ ૧
ક્તિજશોદાએ બાંધ્યાછેભુધર,પ્રેમને દામણેવ્હાલો;
પદ મમપદ ઝાડ ઉખેડયાં, લીલા કરે નંદલાલો. ન૦ ૨
દ વચ્છાસુરને વધ કીધો, શમતા કોટી કેરે છાંયે;
હ બગાસુર મોહને માર્યો, તપશાતણા તટ માંહે. ન૦ ૩
ળસ દૈત્ય અગાસુર આવ્યા,સાધન બાળક સહાયાં;
ક ઘડી માંહીં એ દૈત્ય માર્યો, અર્ભક જીવતાં આયા. ન૦ ૪
ણુતર બ્રહ્માનો ગર્વ ગળ્યોછે, છોભા પડયા ગુણસિંધુ;
ન્ય વૃંદાવનમાં ચારે ધેનો, દયારૂપી દીનબંધુ. ન૦ ૫
રૂણા કુંવારકા વરત કરે છે, શીતળતા રત સારી;
ભે કદંબે ચઢી અલબેલો, નહાલ કરી વ્રજનારી. ન૦ ૬
રીજન મેઘ ચઢયા દુઃખ દેવા,ધ્યાન ગોવરધન ધાર્યો;
ધીરાજ પ્રભુ ગોકુળ રાખ્યું, ઇંદ્રનો ગર્વ ઉતાર્યો. ન૦ ૭

---

( રાગ આશાવરી–પ્રેમલક્ષણા ભક્તિ વિષે. )

જીવો મારા પ્રાણુજીવન હું તો વારીરે,
તમ પર વ્હાલીડા; જીવો૦ ટેક.
પ્રાણુથી પ્યારા નેણુંના તારા,
હેડાના હાર મન હરનારા. જીવો૦ ૧
હસી હસી દિલ લીધાં હેરી,

આ ચિત્ત લીધાં હેરી;
લાગ્યાંરે જગ કેરાં સુખ ઝેરી. જીવો૦ ૨
કોટી કલ્પ વીતે પળ દુર રહેતાં,
એ દુઃખરે થાકે ફણીધર કહેતાં૦ જીવો૦ ૩
લળી લળી લહુંરે ભામણિયાં,
કેઈ પેરેરે કીધાં છે આ કામણીયાં. જીવો૦ ૪
નેણ કટારી મોહન મારી,
ઘાયલરે થઈ છું હું તો ગિરધારી. જીવો૦ ૫
જોઇને જીવું છું કશું કામ ન સુઝે,
બીજુંરે કોઈ આમાં શું બુઝે. જીવો૦ ૬
રાજ રૂપાળા દાસ દુર્લભના રસીયા,
કૌતકરે વીના વ્હાલા શું હસીયા. જીવો૦ ૭

---

વ્હાલીડા મને વ્હાલા રહેજ્યો,
લાડીલા મને વ્હાલા રહેજ્યો;
ચાતકરે ચહાય જેમ સ્વાંતીને. વ્હાલીડા૦ ટેક.
હરીયલ પંખીનું હેત લકડમાં,
તેવીરે પ્રીત હરીજન તડમાં. વ્હાલીડા૦ ૧
માંછલડીની જળ સંગે માયા,
ભુધરરે એવા મારે મન ભાયા. વ્હાલીડા૦ ૨
લોભી નરની ધન પર લગની,
પ્યારીરે લાગે એહેવી રજપગની. વ્હાલીડા૦ ૩
મોહેર સુણી મણીધર ડોલે,
દીલડાંરે ડોલે મારાં એ તોલે. વ્હાલીડા૦ ૪

કામીને જ્યમ કામની પ્યારી,
એહેવીરે અવિચળ રહો યારી. વ્હાલીડા૦ ૫
પતંગને દીવડલો પ્યારો,
માધવરે એહેવો ભાવ રહો મારો. વ્હાલીડા૦ ૬
ચકોરને જ્યમ ચંદ્રમા વ્હાલો,
દીલમાંરે દુર્લભનારે મહાલો. વ્હાલીડા૦ ૭



ાગી લાગીરે મને લાગી, લટકાળાજીની પુરણ લગની લાગી.
ાનંદનો દરીયો ઉભરાણો, ાવટ ભવ કેરી ભાગી. લ૦ ૧
ાખ કેરા સમ ખાઇને લાલચ, ત્રણે ભુવનકેરી ત્યાગી. લ૦ ૨
ુંદર શામના ચરણમાં સજની, આઠે પહોર અનુરાગી. લ૦ ૩
ાળસ મોહ કેરી ઉંઘમાંથી, ઝડપ દેઇનેરે જાગી. લ૦ ૪
ાકકટાં જેવી લાગે લજામણી, નિર્લજ દુનિયા નાગી. લ૦ ૫
ાથેકરી ને મારેમાથેહરીનું, મેહેણું લીધુંછે મેંતો માગી. લ૦ ૬
ર્લભના દીલમાં પ્રભુ વસીયા, નિર્ભય નોબત વાગી. લ૦ ૭



તાણી તાણીરે લીધાં તાણી,
મારે વ્હાલીડે ચીતડલાં લીધાં તાણી. ટેક.
ઝેર થયાં જગનાં સૌ સુખડાં,
લાવણ્યમાંરે લોભાણી. મારે૦ ૧
લોકડીયાં તણી લાજે ન લાજું,
ભાવતી બોલો ભલે વાણી. મારે૦ ૨
શિરપર શેષ મહેશનો સ્વામી,
બીંગો ધાણી વૃજદાણી. મારે૦ ૩

ચિંતામણી અણુચિંતવી બાંધી,
ક્રીયારે ભવની કમાણી. મારે૦ ૪
ચોસલીયે મેં તો અમૃત પીધાં,
ભાવે તે કેમ હવે પાણી. મારે૦ ૫
દીલડાં પ્રોયાં છે મારે ડોલુ દીવાની.
જીવડલાં શું શકે જાણી. મારે૦ ૬
દુર્લભના દીલમાં પ્રભુ વસીયા,
વાંસળીયેરે વેંધાણી. મારે. ૭



વારી વારી જાઉં વારી, મારા વ્હાલીડાના મુખડલા પર વારી.
એ મુખડે મુને એક પલકમાં, ભવજળ બુડતાં ઉગારી. મા૦ ૧
એ મુખડાના દર્શન માટે, ત્યાગી થયા ત્રીપુરારી. મા૦ ૨
દેખંતામાં થાઉં હરખે દીવાની, ઇંદ્રને જાણું ભીખારી. મા૦ ૩
વણ દીઠે ઘ્હેલીતુર ફરૂં છું ઝુજું છું નેણે જળ ધારી. મા૦ ૪
આરોગનુંનથી ઓખદજગમાં,નાડીનજાણેકોઈમારી. મા૦ ૫
કોટીક વૈદ ભલે મરો કુટી, કોઇની ન લાગે આમાં કારી. મા૦ ૬
દુર્લભના દિલમાં પ્રભુ વસિયા, મનના ચોર મોરારી. મા૦ ૭



દાસી દાસીરે હું તો દાસી,
મારા વ્હાલીડાની લખ ફેરા હું તો દાસી. ટેક.
અણતેડયા મારે આંગણે આવ્યા, કોટીક ગંગા કાશી. મા૦ ૧
સેવાલીધીછેકરીનિરધારેસાટાં,હરામીજનનેતોહાંસી. મા૦ ૨
સો શીર ખોઇયે તો એ સુધાં, અલબેલો અવિનાશી. મા૦ ૩
તેત્રીશ કોટીથી નેહ ટળી ગયો, ચિંતા ભાગી ચોરાશી. મા૦ ૪

નરક થકી મને નરસી લાગે, અજ્ઞાનીયાંની આશી. મા૦ ૫
શ્રીમુખે કહી સહુ સાંભળતાં, મને ખવાસણ ખાસી. મા૦ ૬
દુર્લભના દીલમાં પ્રભુ વસિયા, વાલ્યમ અક્ષર વાસી. મા૦ ૭

## પ્રાર્થના.

( રાગ ગરબી. )

મારા સાચા સ્નેહીરે, બદરીપતિ બાપલીયા;
મને ભારે ભરૂંસોરે, જપું તારા જાપલીયા. ૧
અંત વેળે તો અળગારે, સગાં સહુ સ્વારથીયાં;
આજ હરીજન વ્હાલારે, પુરા પરમારથીયા. ૨
આવી અંત સમામાંરે, ઉગારો તો ઉગરીયે;
નાથ મારી તો લજ્યારે, જનારી નથી જરીયે. ૩
મારા ધર્મ ધુરંધરરે, અનાથના નાથ અરે;
પ્રભુ પતીતપાવનરે, નોંધારાં આધાર હરે. ૪
ગરૂ ગરીબ નીવાજારે, પ્રભુ મારા પ્રાણપતિ;
અરે અંતરજામીરે, સુધારી દ્યો મારી મતિ. ૫
મચ્છ કચ્છ મનોહરરે, વરાહ નૃસિંહ વિભુ;
વેદ વ્યાપક વામનરે, ભૃગુકુળ ભાણ પ્રભુ. ૬
અજોધ્યા અધિપતિરે, સીતાપતિ શોક હરો;
વ્રજરાજ વિહારીરે, સેવકની સહાય કરો. ૭
બળ બુદ્ધ કલંકીરે, દયા કરો દત્ત હરે;
હરિ હંસ પૃથુ પ્રભુરે, કલ્યાણના કૃત કરે. ૮
હરિ નારદ હયગ્રીવરે, વળી વદે વ્યાસ હરે;
દાસવત્સળ દાતારે, હરો ભવ ત્રાસ હરે. ૯

નાભિરાજાના નંદરે, દયા લાવી દ્રષ્ટિ કરો;
સુરતીસુત મોહનરે, કપિલજી કષ્ટિ હરો. ૧૦
ધિંગિ ઢાલ ધન્વંતરરે, વિધીસુત ચાર વિભુ;
દાસનું દુઃખ જાણીરે, વ્હારે ચઢો જજ્ઞ પ્રભુ. ૧૧
પ્રહેલાદની પીડારે, હણી તતકાળ હરી;
તેલ કઢાઇ તાતીરે, સુધન્વાની ટાઢી કરી. ૧૨
રસિયા લાજ રાખીરે, પંચાળીનાં ચીર પુર્યાં;
પોતાના જાણી પાંડવરે, હરી તમે દુઃખ હર્યાં. ૧૩
એક નામે અજામેળરે, ઉધારિયો એજ પળે;
ગુણકા ગુણ ગાતાંરે, તરી ભવ તેજ પળે. ૧૪
વણ આચારી વાંદરરે, ગણ્યાં જિન દાસડીયાં;
ગિધ પંખીને ગૌલોકરે, વસાવિયો વાસડિયાં. ૧૫
ગજરાજને ગોવિંદરે, ઝુંડે ગ્રહ્યો જેહ સમે,
હરિ બંધન હરવારે, ઉજાવતા એહ સમે. ૧૬
પાર વિનાના પાપીરે, તાર્યા પ્રભુ ટેક ધરી;
દ્રઢ કાળજુ મારૂંરે, નચિંતો છું હું તો હરી. ૧૭
વિશ્વાસિને વાલમરે, દગો કર્યે દોષ અડે;
વ્રત વાઢતાં વિઠ્ઠલરે, કુવા માંહિ કોશ પડે. ૧૮
સતિ નારી લુંટાતાંરે, પતિ કેરૂં માપ ઘટે;
શિષ્યનું સત્ય જાતાંરે, ગુરૂજીનું માન મટે. ૧૯
સુરવૃક્ષને છાંયેરે, બેઠે જ્યારે દેહ બળે;
ત્યારે કલ્પતરૂનીરે, વડાઇ તો વેગે ટળે. ૨૦
સિંહ ભરખ શિયાળેરે, લીધો ત્યારે સિંહશાનો;
મોરલી સુણી મધુરીરે, ન ડોલે ભુજંગ શાનો. ૨૧

પત રાખો પ્રભુજીરે, મારી આજ માવાલયા;
નવ થઇએ નમેરારે, દયાળુ છો નાવલિયા. ૨૨
વ્હાલા કઠણ વેળામાંરે, સગું કોઈ કેનું નથી;
નાથ છો નિરમાનીરે, આવ્યાં કેમ માન અતિ. ૨૩
દાસ પીડાતો દેખીરે, દીલે નવ લાવો દયા;
ત્યારે ગીતામાં ગોવિંદરે, કૃપાનિધિ કેમ કહ્યા. ૨૪
મોટો નામનો મહિમારે, વખાણે છે વેદ સદા;
આપનું બિરદ એવુંરે, બુડી જાય કેમ કદા. ૨૫
હેઠું નાખે ન હરિયલરે, અડચું પગે એક વરા;
મેંતો સેવ્યાં છે ચરણાંરે, ઉમંગે અનેક વરાં. ૨૬
ધુળ ચપટી ભીજાષેરે, તાળી લેશે મુર્ખ મળી;
બિરદ બાનાનું જાશેરે, વિચારીને જો વળી. ૨૭
અરે અવગુણ જોતારે, પ્રભુ કેમ પાલવશે;
પેટમાં મારે પાટુરે, જનેતા તો જાળવશે. ૨૮
બચ્ચાં ન્યાળે નપંખાંરે, મળે કયારે માવડલી;
એમ જોઉં છું જીવનરે, વળી વળી વાટડલી. ૨૯
સંત લેઈ સંગાથેરે, પધારોને પ્રાણપતી:
દિલ શુદ્ધથી દુર્લભરે, ચહે તવ ચરણ રતી. ૩૦



( રાગ કાફી–મનને શીખામણ વિષે. )

મનડા કહ્યું મારૂંરે, માની લેને મનડા કહ્યું મારૂંરે.
માની લેને કહ્યું મારૂં, ચોરાશીનું મટે વારૂં,
વારે વારે તને વારૂંરે. માની૦ ૧
માયામાં તું સુખ માને, ધ્રુજે છે હરીને ધ્યાને;

સતસંગે લાજે શાનેરે. માની૦ ૨
ઝાંઝવાનાં પાણી જોઇ, પિવા દોડે પ્રિત પ્રોઈ;
રખડી મરીશ રોઇરે. માની૦ ૩
ચપળતા પડી ચુલે, જગમાં બેહાલ ઝુલે,
ભ્રમણામાં શિદ ભુલેરે. માની૦ ૪
વિષયોની ગમે વાતો, ગોવિંદાને નથી ગાતો;
અવળાઈ ઘણી આતોરે. માની૦ ૫
બદરીપતીને બેલી, કરી લે કપટ મ્હેલી;
સુધારી લે બાજી છેલીરે. માની૦ ૬
રૂષિરાજ હરી રીઝે, કામ એવું કરી લીજે,
પ્રભુરસ નીત પીજેરે. માની૦ ૭

---

મનનો વિશ્વાસ ન કરવો તે વિષે.

મનની ન કોઈ કરોરે પતિજ પાપી,
મનની ન કોઈ કરોરે. ટેક.
કોઇ ન પતિજ કરો, દિન દિન બહુ ડરો;
તો સહજે ભવ તરોરે. પતિજ૦ ૧
બાંધિયે તો નાવે બંધે, ઢાપલું માયાને ધંધે;
કહ્યું છે પંચમ સ્કંધેરે. પતિજ૦ ૨
ઋષભ પ્રભુએ પેખ્યું, મનને લબાડી લેખ્યું;
સિદ્ધિયો સ્હામું ન દેખ્યુંરે. પતિજ૦ ૪
સુભરી રૂષિયે જાણી, મનની પતિજ આણી;
તપ થયું ધુળધાણીરે. પતિજ૦ ૫
મનને ભરૂસે રહ્યા, સિદ્ધને સાધક વહ્યા;

પરાશર પડી ગયારે. પતિજ૦ ૬
રૂષિરાજ રીત એવી, મનની પતિજ કેવી;
જુગારીનીમાયાજેવીરે. પતિજ૦ ૭



## મનના અજબ ખ્યાલ વિષે.

મનુવો અખંડ કરેરે,
અજબ ખ્યાલ મનુવો અખંડ કરેરે. ટેક.
મનુવો અખંડ કરે, પળમાં પાખંડ ધરે;
પળમાં બ્રહ્માંડ ફરેરે. અજબ૦ ૧
પળમાં મજુર બને, પળમાં તો સુર બને;
કાયર ક્રૂર બનેરે. અજબ૦ ૨
પળમાં વાંદર જેવું, પળમાં ઉંદર જેવું;
પળમાં તો ખર જેવુંરે. અજબ૦ ૩
પળમાં ભુપાળ બને, પળમાં ગોવાળ બને;
પળમાં શિયાળ બનેરે. અજબ૦ ૪
પળમાં તો ક્રોધ રૂપ, પળમાં તો યોધ રૂપ;
પળમાં વિરોધ રૂપરે. અજબ૦ ૫
જુવે ન કુઠામ ઠામ, કરે એનું ધાર્યું કામ;
હરામીના બહુ હામરે. અજબ૦ ૬
લોક વેદ તણી લાજ, માને નહિ દગાબાજ;
રીસ આણે રૂષિરાજરે. અજબ૦ ૭



મનને વશ કરવા વિષે.

ચપળ ચોર મનરે, જીતો સંતો ચપળ ચોર મનરે;
કરો વશ ચપળ ચોર મનરે. ટેક.
ધ્યાનની લગામ ધારો, સુમરણ દામ ધારો;
વિષયા રાતબ વારોરે. કરો૦ ૧
તપના તો તાજણીયા, વૈરાગને દોરે વણીયા;
ચાબક ગુરૂ બણિયારે. કરો૦ ૨
સતસંગ રેત માંહિ, ક્ષમાજીના ખેત માંહિ;
થકવો ફેરવી ત્યાંહિરે. કરો૦ ૩
પવનનો થંભ થાપો, ઓહં સોહં સીડી આપો;
મન ભૂતડાને આપોરે. કરો૦ ૪
મન ગજ મતવાલો, જ્ઞાનનો અંકુશ ઝાલો;
ભક્તિ ભજન ભાલોરે. કરો૦ ૫
કામ ક્રોધ લોભ મોહ, ચારના ઉપર દ્રોહ;
ચરણે જંજીર લોહરે; કરો૦ ૬
શિખામણ દેઉં છેલ્લી, દેશો માં ધીરજ મ્હેલી;
રૂષિરાજ રામ બેલીરે. કરો૦ ૭



રાગ ગરબી—ધીરજ વિષે.

ધીરજ સંતોનેરે ધીરજ રાખી ધરથી,
ન ડગ્યાં દુરિજનિયાંના ડરથી; ધન્ય સંતોનેરે. ટેક.
શ્વાન ભસે પણ શ્વાન સામું ભસાય નહિ કુંજરથી. ધન્ય૦ ૧
વાંદરનાં દાંતિયાંને વાદે, ન થાય તેવું નરથી; ધન્ય૦ ૨
પાંચ વરસના પ્રહેલાદજીની, છાતી કઠણ વજ્રથી; ધન્ય૦ ૩

હજાર વાતે હરકત પહોંચી, પાંડવને પામરથી; ધન્ય૦ ૪
રોજ રગડગત વેઠી વિભીષણ,ઉછર્યા તેઅવસરથી; ધન્ય૦ ૫
હરીશ્ચંદ્ર હેરાન થયા પણ, નવ તોડયું નટવરથી; ધન્ય૦ ૬
રૂષિરાજ બલિહારી બળને, તોડયું ગોરના ઘરથી; ધન્ય૦ ૭



વૈરાગ વિષે.

ધન્ય ગોપીચંદરે વૈરાગને જાઉં વારી,
મમતા સર્વસ નાખી મારી; ધન્ય ગોપીચંદરે. ટેક.
સહેજ વાતમાં તજી સોળસેં, નવજોબનિયાં નારી; ધ૦ ૧
ઝેર થયા જરિયાના જામા, ટુટેલી કંથા ધારી; ધ૦ ૨
સોનાતણા સુખપાલ તજ્યા વળી, પગમાં નહિ પેંજારી; ધ૦ ૩
પડી મુકી જુઓ એક પલકમાં, ઝગઝગ કનક કચારી; ધ૦ ૪
કનક થાળ પકવાન તજીને, વન વન અલેખ પોકારી; ધ૦ ૫
સુખ સંપત સંસાર સાહેબી, સ્વપ્ને નવ સંભારી; ધ૦ ૬
રૂપીરાજ રીઝીયા વૈરાગે, વાલ્યમ કુંજવિહારી. ધ૦ ૭



પ્રેમભક્તિ વિષે.

ધન્ય ગોપીજનરે પ્રેમપણે હદ વાળી,
વશ કરી લીધા શ્રી વનમાળી; ધ૦ ટેક.
લોક કુટુંબની લાજ તજીને, બિરદ રાખ્યું બિરદાળી; ધ૦ ૧
માતપિતાસુત બંધવમેહેલ્યાં, ખાવીંદનશકયા ખાળી; ધ૦ ૨
વાંસલડીનો શબ્દ સુણંતાં, તનની શુદ્ધ ટાળી; ધ૦ ૩
નફ્ટ લોકની હરકત ન ગણી, બરકત નાંખી બાળી; ધ૦ ૪
લક્ષ્મીથી ઘણી મોટપ લીધી, કુણ બિચારી કાળી; ધ૦ ૫

કોટિ ભુવનના કરતા સાથે, રાતદિવસ રંગતાળી; ધ૦ ૬
વાહ વાહ રૂષિરાજે વૃજની, ભક્તિ અલૌકિક ભાળી. ધ૦ ૭

---

રાગી મુક્તની સમજણ વિષે.

ધન્ય ધન્ય સમજણુરે જનકરાયની જાણું,
વંદન કરીને નિત્ય વખાણું; ધ૦ ટેક.
અલખત જોતાં ઈંદ્ર બરાબર, મોહ તણે મુખ છાણું. ધ૦ ૧
પીતાં હરીરસ હવેલી સળગી, દીલડું નવ ડહોળાણું. ધ૦ ૨
એકાંતે છળવા આવી અપછરા, યોગીનું મતુ જણાણું. ધ૦ ૩
રંગમહેલ તો રાન સરીખા, ભભૂત બરાબર ભાણું. ધ૦ ૪
શુળી અને સિંહાસન સરખાં, લેંટ બરાબર નાણું. ધ૦ ૫
વૈરાગના ઉપર હદ વાળી, ગાદીનું કામ ગણાણું. ધ૦ ૬
રૂષીરાજ બલીહારી રાયને, હરદમ નામ જપાણું. ધ૦ ૭

---

મુક્તના આનંદ વિષે.

ભલે શુકન થાઓ સારા, આનંદ છેરે લોલ;
મળો લાકડાંના ભારા, આનંદ છેરે લોલ. ૧
ભલે નવે ગ્રહો રૂઠો, આ૦ ભલે દુધે મેહ વુઠો. આ૦ ૨
ભલે પુષ્પ લેઇ પુજો, આ૦ ભલે ધુળ નાખી ધ્રુજો. આ૦ ૩
ગણો ગુણિયલ કે ગાંડો, આ૦ ભલે ફાવે એમ ભાંડો. આ૦ ૪
ગણી રોચુવો કે રંડી, આ૦ ભલે પરખો પાખંડી. આ૦ ૫
રૂષીરાજના રૂદીયે, આ૦ વ્યાપી રહ્યા છે સદાયે. આ૦ ૬

કોઇનો ખુટયો ન ખુટે, આનંદ છેરે લોલ;
ચોર હાકમ ન લુંટે, આનંદ છેરે લોલ. ૧
ભલે મળો હાથિ હોદો, આ૦ ભલે બંધીખાને બાંધો. આ૦ ૨
ભલે રહું સદા ભોગી, આ૦ ભલે રોજ રહું રોગી. આ૦ ૩
ભલેમળોલુખીભાજી, આ૦ભલેમળેરસોઇયો તાજી. આ૦ ૪
ભલે થિર માન થાપો, આ૦ ભલે અપમાન આપો. આ૦ ૫
વ્હેમ બળી થયાં વાની, આ૦ દ્રઢ કાળજુ છે દયાની. આ૦ ૬
રૂષિરાજ રામ રીઝે, આ૦ હવે કામ એજ કીજે. આ૦ ૭

---

આ તે સાચું કે સ્વપ્નું આ શું થયુંરે લોલ;
જગત જાણે છે ખપનું તે કયાં ગયુંરે લોલ. ૧
માયા મરેલી શી ભાળું, આ૦ કામ કળિજુગનું કાળું. તે૦ ૨
આખું જગત લાગે અવળુ, આ૦ સગાં કામ કરે સવળું. તે૦ ૩
સુખ દુઃખ થયું સરખું, આ૦ નેણાં ભરી લોક નિરખું. તે૦ ૪
ડાહ્યું લાગે છે દિવાનું, આ૦ પાપ પુન્ય તણું પાનું. તે૦ ૫
જમણ લાગે વેઠ જેવું, આ૦ નરકચોરાશીનું દેવું. તે૦ ૬
રૂષિરાજ રામ રાજી, આ૦ મન મેવાશી પાજી. તે૦ ૭

---

હવે કુણ જાય કાશી, ચિંતા ટળીરે લોલ;
મળ્યા વૈકુંઠવાસી, વેળા વળીરે લોલ. ૧
શિદ વાત રાખું છાની, ચિં૦ મને વાત લીધી માની. વે૦ ૨
કૈફ કારમી ચઢી છે, ચિં૦ ગાંઠ પ્રેમની પડી છે. વે૦ ૩
અસલવાતઓળખાણી, ચિં૦ કિયાજનમની કમાણી, વે૦ ૪
ખલકસરજનહારખોળ્યો, ચિં૦ લ્હેરખનોસમુદ્રછોળ્યો. વે૦ ૫

જગત તરખલાશું જાણું, ચિં૦ મોક્ષ જીવતાં હું માણું, વે૦ ૬
રૂષિરાજ રામ રાજી, ચિં૦ દુરિજન બળે દાઝી. વે૦ ૭



રાગ કેદારો—દુરિજનના સંગનો ત્યાગ કરવા વિષે.

નહિ કરૂં નહિ કરૂં નહિ કરૂં,
દુરિજનિયાંની સંગત નહિ કરૂં. ટેક.
વસ્તીમાં વસવાનો નહિ જોગ આવે,
તો જંગલમાં ફરતો ફરૂં. દુ૦ ૧
શબ્દ સુણુયે આવે શ્રવણોમાં ચસકા,
તો ભાળી ભાળી નેણે જળ ભરૂં; દુ૦ ૨
પાસે બેઠા થકી ત્રાસ પડે છે,
તો અડવાથી ઉલકી મરૂં; દુ૦ ૩
સમરણ તાર તોડાવે છે સેહેજે,
તો ધીરજ કેમ કરી ધરૂં; દુ૦ ૪
વાટે ને ઘાટે જતાં જતાં નિત્ય વળગે,
તે જંગલનું જાણે જાંખરૂં; દુ૦ ૫
શુળીનું દુઃખ હજી કાંક સારૂં,
તો દુરિજનથી હું તો બહુ ડરૂં; દુ૦ ૬
દુરિજનથી રૂષિરાજને દાવો,
તો પાપીનું સુખ થજો પુરૂં. દુ૦ ૭



સંત સમાગમની ઇચ્છા વિષે.

જો મળે જો મળે જો મળે,
રૂડો સંત સમાગમ જો મળે. ટેક.

ત્રિવિધી તાપ બુઝે તેજ વેળા,
તો શીતળતા અંતરે ઢળે. રૂડો૦ ૧
રૂદિયા નગરમાંથી સાવ ઉચાળે,
તો અવગુણ સરવે ઉચાળે. રૂડો૦ ૨
આતમ લક્ષ તણી અગનીમાં,
તો મોહનાં મુળ બધાં બળે; રૂડો૦ ૩
સાગર માંહી ભળે જેમ સરિતા,
તો ભગવંતમાં વરતી ભળે; રૂડો૦ ૪
ધર્મ સનાતનમાં થાય દ્રઢતા,
તો વૈરાગની અવધી વળે; રૂડો૦ ૫
ભક્તિ વિના બીજું ભાન રહે નહિ,
તો જ્ઞાન હિમાળે મન ગળે; રૂડો૦ ૬
રૂષિરાજ વારી સાધુની સંગત,
તો જીવદશા જીવની ટળે. રૂડો૦ ૭



ધર્મનું સ્થાપન કરવામાં શુરવીરપણા વિષે.

નહી ભરૂં નહી ભરૂં નહી ભરૂં,
પાછાં પગલાં હવે હું તો નહી ભરૂં. ટેક.
સમરણ બખતર પેહેરૂં શરીરે,
તો અહંબ્રહ્મ મુખે ઉચરૂં: પાછાં૦ ૧
તુળસી પાન મુખમાં લેઇ મુકું,
તો પ્રથમથી ડાભ પાથરૂં; પાછાં૦ ૨
સત સમશેર ક્ષમા કર ખાંડું,
તો શીશ ઉતારીને સંચરૂં; પાછાં૦ ૩

કામ ક્રોધ મદ લોભ મળે,
તો કાપી કાપી કટકા કરૂં; પાછાં૦ ૫
અધર્મ વાઘનો અંતજ આણું,
તો હુંગસિંહને હુંઢતો ફરૂં; પાછાં૦ ૬
રોકણહાર રૂખિરાજને કુણ છે,
મારૂં કે પોતે હું મરૂં. પાછાં૦ ૭

દેહાભિમાન તજવા વિષે.

કુણ કરે કુણ કરે કુણ કરે,
ગંદી દેહનો અભિમાન કુણ કરે. ટેક.
પૃથ્વી પવન જળ અગની ગગનની,
તો ગાંઠ પડી છે તે તો નરે; ગંદી૦ ૧
લેંટ લાળ ગળફાનું ભરેલું,
તો ખોખું પાનાની પેઠે ખરે; ગંદી૦ ૩
હાડ પંજર પર ચામડું આણું,
તો લોહી બધે ફરતું ફરે; ગંદી૦ ૪
નખથી શીખા સુધી નરક ભર્યું છે,
તો દેખી જોતાં દિલડું ડરે, ગંદી૦ ૫
પાણી તણા પરપોટાની પેઠે,
રહેવાની ધીરજ કુણ ધરે; ગંદી૦ ૬
તનનો માલ રૂખિરાજે તપાસ્યો,
તો કંપી કંપી મન થરથરરે. ગંદી૦ ૭

રાગ કાફી—માયા પર સ્થિતિ વિષે.

કાયરનું નહિ કામ, ન્યારો ભાઈ પંથ અમારો;
કાયરનું નહિ કામ. ટેક.
પેટ કટારી પહેરીને પહેલેથી, સંચરવું સંગ્રામ; ન્યારો૦ ૧
ત્રણે ભુવનના સુખની તૃષ્ણા, હજાર વાર હરામ; ન્યારો૦ ૨
વિષયી જનને વેણ અમારાં, દીધા જાણીએ ડામ; ન્યારો૦ ૩
સ્હેજ સમાધી શ્વાસ ઉશ્વાસે, નાભીએ રટવું નામ; ન્યારો૦ ૪
અષ્ટસિદ્ધિ નવનીધિ લાગે, ગંઠીચોર ગુલામ; ન્યારો૦ ૫
આ દુનિયામાં ડેરા દીધા, માયા પાર મુકામ; ન્યારો૦ ૬
રૂષિરાજ આનંદ રહે નિત, જાતાં તન ધન ધામ; ન્યારો૦ ૭



મરજીવા રસ માણેરે, જીવે તેને ભેદ જડે નહિ;
મરજીવા રસ માણે. ટેક.
અઢાર ભારમાં અમરબુટી, યોગી વીરલા જાણેરે; જીવે૦ ૧
આંખે અંધો કંઠે કોયલી, ભુખ્યો ઉઠે ભરે ભાણેરે; જીવે૦ ૨
મરણધારીનેમહાજળેજાયતે,અમુલ્યમોતીડાંઆણેરે;જીવે૦ ૩
એરણહોયતોહીરોજણાશે,પરખાશેનહિપહાણેરે; જીવે૦ ૪
દોર ઉપર નટ ખાંડે ખેલે, મોજ મળે તે ટાણેરે; જીવે૦ ૫
તેલભરેલીત્રાંસળીજાળવી,શહેરતપાસ્યુંએકશાણેરે; જીવે૦ ૬
રૂષિરાજ મતનો અમૃતરસ, ચખાય નહિ રંક રાણેરે. જીવે૦ ૭



## જીવને માયાનું આવરણ છે તે વિષે.

જીવ તણું નહિ જોર, હિંડી શકે પંથે અમારે;
જીવ તણું નહિ જોર. ટેક.
હીંડવા જાય તો હરકત મોટી, ઘર ધંધો વન ઘોર; હિંડી૦ ૧
અતિ વિકટ છે મારગ આડા, કુટુંબ પહાડ કઠોર; હિંડી૦ ૨
ધન વિદ્યા મદ ને વળી મમતા, આડા શુત્રરના ઓર; હિંડી૦ ૩
દશે દિશામાં વીંટી વળ્યા તે, ચાવશે ખાપરા ચોર; હિંડી૦ ૪
મેઘ ઘટા જોઇ નાચવા માંડે, કદળી વનનાં મોર; હિંડી૦ ૫
શરદ પુનમની સુરતા સાંધે, ચાંદો જોઇ ચકોર; હિંડી૦ ૬
રૂષિરાજ જળકુકડી રાહે, ધીર ધરે નહિ ઢોર; હિંડી૦ ૭

## જ્ઞાની પુરૂષનો બોધ આસુરી જીવને ન લાગે તે વિષે.

બોધકમાં નહિ બાધ, પાત્રમાં પાપ રહ્યું છે;
બોધકમાં નહિ બાધ. ટેક.
પારસ પરશે હેમ ન હોય તો, આયસનો અપરાધ. પા૦ ૧
પલળે નહિ પાષાણ કદાપી, ઉંડું નીર અગાધ. પા૦ ૨
સરાવનારો કહોને શું કરે, અવળચંડીનું શ્રાદ્ધ. પા૦ ૩
દરપણમાં રવિ પુરણ ન દરશે, દુણીની કયાં કરૂં દાદ. પા૦ ૪
સુરજ ઉગે સરવે દેખે, ઉલુક દે અપવાદ. પા૦ ૫
દેવ જગામાં દારા દેખી, મેલે છે મરજાદ. પા૦ ૬
સર્વે સુણે રૂષિરાજની રચના, સરખો ન લહે સ્વાદ. પા૦ ૭

### નામ સ્મરણના મહિમા વિષે.

નરનારાયણ નરનારાયણ જીભલડી તું જપરે,
ચંચળતા ચતુરાઇ ચરણમાં અરપરે. નર૦ ટેક.
નરનારાયણ નરનારાયણ નામ મંત્ર મોટો,
ભવજળ દરિયાવ નાવ જુગલ નામ જોટો. નર૦ ૧
નરનારાયણ નરનારાયણ જાપ એજ જાદુ,
વેરી વશ થાયે કામ ક્રોધ ને વિવાદુ. નર૦ ૨
નરનારાયણ નરનારાયણ નામ તોપ ગોળો,
તોડે અજ્ઞાન કોટ ટળે મોહ ટાળો. નર૦ ૩
નરનારાયણ નરનારાયણ નામ બડી બુટી,
જન્મ મરણ જબર રોગ તરત જાય ટુટી. નર૦ ૪
નરનારાયણ નરનારાયણ નામ શુકન સારા,
અગણીત અવયોગ યોગ ના નડે નઠારા. નર૦ ૫
નરનારાયણ નરનારાયણ નામ મોટી સિદ્ધિ,
નરકે તુલ્ય અવર સકળ રિદ્ધિ નિદ્ધિ. નર૦ ૬
નરનારાયણ નરનારાયણ નામ મોટી માળા,
રૂષિરાજ કહે નિવારજનાર વિશ્વરાજા. નર૦ ૭

---

### મહી મુક્તની સ્મરણ ભક્તિ વિષે.

નરનારાયણ નરનારાયણ જપરે કર માળા,
ચપળતાની ચાલ બદલ મેલ બીજા ચાળા. નર૦ ટેક.
નરનારાયણ નરનારાયણ બોલ મારી નાભી,
લખચોરાશી લેંટ તુલ્ય દુર થાય ડાભી. નર૦ ૧
નરનારાયણ નરનારાયણ સમર મારી છાતી,

હરદમે હજારવાર એવા રહેને ગાતી. નર૦ ૨
નરનારાયણ નરનારાયણ બોલ નાક મારા,
ત્રિવેણીની તીર માંહી પાડને પોકારા. નર૦ ૩
નરનારાયણ નરનારાયણ નામ બોલ નેણા,
કોટી ભમર શબ્દ તુલ્ય કાન સુણ વેણાં. નર૦ ૪
નરનારાયણ નરનારાયણ ઉચર નવસે નાડી,
રગરગમાં ભજન રંગ પાસ દેને પાડી. નર૦ ૫
નરનારાયણ નરનારાયણ નામ બોલ મનરે,
નખથી શિખા સહિત તુંતો નામ બોલ તનરે; નર૦ ૬
આઠે પહોર આજ ઉધમ વીર હાંક વાગી,
રૂપિરાજ રોમ રોમ નામ ધુન્ય લાગી. નર૦ ૭



( રાગ ગરબી–દિલની રામાયણ. )

દિલમાં દેખી હ્યોરે દેખી હ્યોરે,
રઘુનાથજીનો ખુબ રંગ ખીલ્યોરે; દિલમાં૦ ટેક.
હાંરે ગંગ સરજુ તો શાન્તવૃત્તિ શુરી,
નિત્ય ન્હાય તેના દોષ થાય દુરી;
હાંરે પ્રેમ કોટમાં અજ્યોધ્યા પુરીરે. દિલમાં૦ ૧
હાંરે પરમારથ તો દશરથ પિતા,
માત કૌશલ્યા હરિગુણ ગાતાં;
હાંરે શુદ્ધ બુદ્ધિ તો જાણજો સીતારે. દિલમાં૦ ૨
રહીને બ્રહ્મ હવેલીમાં રામ નામ હીરો,
જાપ અજપા ધનુષ્ય બાણ ધીરો;
હાંરે વડો વિવેકી લક્ષ્મણ વીરોરે. દિલમાં૦ ૩

હાંરે શુદ્ધ ધર્મ ધારજો વસિષ્ટ સ્વામી,
જ્ઞાનરૂપ ભરત મોક્ષ પંથ ગામી;
હાંરે રાગ રૈયતની વેદના વામીરે. દિલમાં૦ ૪
હાંરે યોગ જંગલમાં જીવ દયા ઝાડી,
ચિત્રકોટ ચિત્ત પાત્ર પુન્ય પહાડી;
હાંરે દિનોનાથ કરે ખેલ માંહી દહાડીરે. દિલમાં૦ ૫
હાંરે સત્ય સુગ્રીવ હનુમાન હરખે કુદે,
વિદ્યા વાંદરની ફોજ થઇ ઉદે;
હાંરે રોસે રાક્ષસનાં કાપીયાં છે રૂદેરે. દિલમાં૦ ૬
હાંરે નળ નીલ નિગમ છે શિલાટ સારા,
ભવસાગરની પાજ બાંધનારા;
રૂષિરાજ રામ સવેળે ઉતાર્યારે. દિલમાં૦ ૭



હાંરે દિલમાં દેખી લ્યોરે દેખી લ્યો,
રાય રાવણનો ખુબ રંગ ખીલ્યોરે. દિલમાં૦ ટેક.
હાંરે લોભ સાગરમાં માયાપુરી લંકા,
કપટ કોટ ઉપર વાજે દોષ ડંકા;
હાંરે વચ્ચે વસિયા છે મોહ વીર વંકારે. દિલમાં૦ ૧
હાંરે કામ રાવણ તો નિત્ય રહ્યા કોપી,
લોક વેદતણી લાજ બધી લોપી;
હાંરે એવી અનીતિની ફોજ બુરી ઓપીરે. દિલમાં૦ ૨
હાંરે ક્ષમા રાણી મંદોદરી છે ખાસી,
શીખ દીધામાં ગઈ ભ ઘાસી;
હાંરે તોએ જોયું નહિ મુરખે તપાસીરે. દિલમાં૦ ૩

હાંરે ક્રોધ કુંભકરણ ભાઈ જુઓ કેવો,
તકે તૃષ્ણાની સોડ તાણે તેવો;
હાંરે અહંકાર ઇંદ્રજીત સુત એવોરે. દિલમાં૦ ૪
હાંરે ફેલ ધ્વજા થંભા પાપની ફરૂકે,
અજસ ચોઘડીઆં અવસર ના ચુકે;
હાંરે મિથ્યા કચેરી મુરખતા ન મુકેરે. દિલમાં૦ ૫
હાંરે શીશ દશે દિશ મુકુટ મચ્છરના,
અભિમાન છત્ર પ્રાણ દુભે પરના;
હાંરે શોક સિંહાસન ચોરગુણ ચરનારે. દિલમાં૦ ૬
હાંરે કારભારી અજ્ઞાન કરે કામું,
એવું રાવણનું રાજ્ય છે નકામું;
હાંરે રૂષિરાજ રામ જુઓ એના સ્હામુંરે. દિલમાં૦ ૭



હાંરે દિલમાં દેખી લ્યોરે દેખી લ્યો,
રામ રાવણનો સંગ્રામ ખીલ્યોરે. દિલમાં૦ ટેક.
હાંરે પ્રથમ અંગદ વૈરાગ ગયા આપે,
જેવા ઉંદરાને બીવરાવ્યા સાપેરે;
એવું કરી આવ્યા રામને પ્રતાપેરે. દિલમાં૦ ૧
હાંરે દૈવી ફોજ ચઢી દિનાનાથ કેરી,
કુપટ કાંગરા તમામ લીધા ઘેરી;
હાંરે શુરા શોકમાં સુકાય શેરી શેરીરે. દિલમાં૦ ૨
હાંરે ઇંદ્રજીતે મારી અનાચાર બરછી,
વાગી લક્ષ્મણને તરત છાતી સરશી;
હાંરે તેની મૂર્ચ્છા થઇ ઘણીક નરસીરે. દિલમાં૦ ૩

હાંરે અમર દીવો સતસંગનો ઉપાડી,
લાવ્યો વીર જેની અંજની છે માડી;
હાંરે તરત લક્ષ્મણની મૂર્ચ્છા મટાડીરે. દિલમાં૦ ૪
હાંરે જાપ અજપાનાં બાણ છુટયાં જ્યારે,
કુંભકરણ ઇંદ્રજીત સુવા ત્યારે;
હાંરે પછી કુણ ચઢે રાવણની વ્હારેરે. દિલમાં૦ ૫
હાંરે રાવણ મારીને લંક લુંટી લીધી,
દાસ હતો તેને રાજગાદી દીધી;
હાંરે સીતા ભેટીયાં ને લીલાલહેર કીધીરે. દિલમાં૦ ૬
હાંરે વ્હાલો વૈમાને બેસી ઘેર આવ્યા,
સીતા સહિત વળી સંગે લાવ્યા;
હાંરે રૂષિરાજે ભાવ મોતીડે વધાવ્યારે. દિલમાં૦ ૭

દીલના તીર્થ વિષે.

હાંરે દિલમાં દેખી લ્યોરે દેખી લ્યો,
સકળ તીર્થનો ખૂબ સંઘ ખીલ્યોરે. દિલમાં૦ ટેક.
હાંરે જ્ઞાન ગંગાજળ કૃષ્ણ કથા કાશી,
યોગ જગન્નાથ અવધ સંત આશી;
હાંરે કુરૂક્ષેત્ર કોમળ ચિત્ત વિશ્વાસીરે. દિલમાં૦ ૧
હાંરે અવંતીપુરી આચારસિંધુ સેવા,
ધીરજ ધરણીધર દાન દેવી દેવા;
હાંરે રામ રામ વાણી રેવારે. દિલમાં૦ ૨
હાંરે દયા દ્વારામતિ બદ્રિનાથ ન્હાનું,
પુરી સુદામાની શાન્તિ પુન્ય છાનું;

હાંરે મુનિવ્રત શહેર મથુરાં હું માનુંરે. દિલમાં૦ ૩
હાંરે તીવ્ર તપશા તો જાણવી ત્રિવેણી,
સેતુબંધ રામનાથ રૂડી રહેણી;
હાંરે મહિસાગર તો ક્ષમા મોક્ષ દેણીરે. દિલમાં૦ ૪
હાંરે પ્રભુ આશરો પ્રયાગરાજ પરખો,
નદિ સરસ્વતિ નમ્રતાને નીરખો;
હાંરે આબુરાજ તો અક્રોધ મેરૂ સરખોરે. દિલમાં૦ ૫
હાંરે ગુરૂ શિક્ષા તો ગોમતીનો આરો,
ધર્મ ધારણા તો સાબ્રમતિ ધારો;
હાંરે સુવિચાર ગિરનાર પહાડ પ્યારોરે. દિલમાં૦ ૬
હાંરે વીધિ વિવેક સંતોષ વિષ્ણુ સ્વામી,
નિલકંઠજી વૈરાગ નિષ્કામી;
હાંરે રૂષિરાજે ખોળી જોયુંનથી ખામીરે. દિલમાં૦ ૭



( રાગ ગરબી -પ્રેમલક્ષણા ભક્તિ વિષે.

હાંરે દેખો સખી ડોલરીયો,
કાલીંદીને કાંઠે ઉભોરે. ટેક.
પ્રાણજીવન રૂડું પહેર્યું પીતાંબર,
હાંરે મોર મુગટ મનોહર ધરીયો. કા૦ ૧
વાંસળી વગાડે ને મોહ પમાડે,
હાંરે જુઓ ચાળો જાદુડાનો ભરીયો. કા૦ ૨
ભીને વાને પણ ભલો શોભે છે,
હાંરે પેલો ગુંજાનો હાર કેઇયે કરીયો. કા૦ ૩
વઢનારી નારીયો તો કહે છે વઢકારો,

હાંરે મને લાગે છે ડાપણુનો દરિયો. કા૦ ૪
આંકડાં લઇને કાલે માંખણુ માગવા,
હાંરે ફળિયામાં ઘેર ઘેર ફરીયો. કા૦ ૫
કૈંકવાર આંગણે નચાડું નાનકડો,
હાંરે પેલો કાનકુંવર કેસરીયો. કા૦ ૬
રંગીલો નાથ રૂષિરાજ કહે રૂપાળો,
હાંરે એતો આપણે કાજે અવતરીયો. કા૦ ૭

---

હાંરે કાળજાની વાત કોને કહીયે,
ગોવાળીયે ઘેલાં કીધાંરે. ટેક.
ચિત્તડલાં ચોરીયાં ને કાળજડાં કોરીયાં,
હાંરે એને વિજોગે રોઈ રોઇ રહીયે. ગો૦ ૧
વગર વાંકે શીદ કીધાં વસીકર્ણ,
હાંરે છોગાંવાળે જસોદાને છૈયે. ગો૦ ૨
વાંસે ફરીયે તો કરે લોકડાં વજારત,
ઘેર હુમા જાસી જાય હૈયે. ગો૦ ૩
ઉંઘડલી નાવે ન ભાવે ભોજનીયાં,
હાંરે નથી બાકી રાખ્યું નીરદૈયે. ગો૦ ૪
આંધળાં સીંત કરી નાખ્યાં આહીરડે,
હાંરે સખી ઝાઝું કહેતાં વન જઇયે. ગો૦ ૫
દુધલડે પેટ સખી ભરીયે દયાળનાં,
હાંરે એનાં કામણુ વાળે તો ગુણુ ગ્રહીયે. ગો૦ ૬
રંગીલો નાથ રૂષિરાજ કહે રૂપાળો,
હાંરે એને ન્યાળી ન્યાળીને ન્યાલ થઇયે. ગો૦ ૭



હાંરે વ્હાલીડે વાંસળી વગાડી,
અથાગ નાદ આ તે કેવોરે. ટેક.
વાહવાહ વાંસ ધન્ય ધન્ય તારી વાંસળી,
હાંરે તેં તો લાખેણી મોહની લગાડી. અ૦ ૧
ધેનુઓના મુખમાં ધર્યાં રહ્યાં તરખલાં,
હાંરે નાગ ડોલે નવે કુળ દહાડી. અ૦ ૨
આંચળ મુખે ને થયાં ખગાકાર વાછડાં,
હાંરે નાખે કુપળીયો જમુનાની ઝાડી. અ૦ ૩
જમુનાનાં નીર થીર થઈ ગયાં જાણીયે,
હાંરે મોહ પામ્યાં જમુનાં મારી માડી. અ૦ ૪
પીઉ પીઉ બંધ થયાં મોહ્યાં ''ંખીડલાં,
હાંરે કેનો આશરો તે બોલ શકે કાઢી. અ૦ ૫
વાંસળીનો નાદ સુણી ઉતરી સમાધી,
હાંરે મહાદેવજીએ આંખડી ઉઘાડી. અ૦ ૬
રંગીલો નાથ રૂપિરાજ કહે રૂપાળો,
હાંરે જાઉ વારણીયે વધો એની વાડી. અ૦ ૭



હાંરે કામણીયાં કારમાં કરેલાં,
વેચાણુ કરી લીધાં વ્હાલેરે. ટેક.
લટકા ઉપર વારી જાઉં નંદલાલને,
હાંરે અંતર ખીંચવા જરૂર આવેલાં. વેચાણુ૦ ૧
વેણું વેણું ઉપર વારી વારી જાઉં વારણે,
હાંરે ભેદ ઉંડો ને ભાવનાં ભરેલાં. વેચાણુ૦ ૨
નેણું નેહે ભરેલ જાદુની જાળમાં,

હાંરે જાણે રામબાણુ વીંધવા ધરેલાં. વેચાણુ૦ ૩
મોરલીમાં મોહિની ને મુગટમાં મોહિની,
હાંરે ઠગી લેવા નાચકડાં ઠરેલાં. વેચાણુ૦ ૪
બનનારી બની ગઇ સૈરો શું બોલીયે,
હાંરે અન્ન ઘરનું બગાડી ઉછરેલાં. વેચાણુ૦ ૫
મુખડે ન જાય કહ્યું હૈડું ન હાથ રહ્યું,
હાંરે લોક કહે છે માથાનાં ફરેલાં. વેચાણુ૦ ૬
રંગીલો નાથે રૂપિરાજ કહે રૂપાળો,
હાંરે હોડ પાડીને ચીતડાં હરેલાં. વેચાણુ૦ ૭

( રાગ ગરબી—જ્ઞાનનાં વીસ લક્ષણુ. )

વીસ લક્ષણુ ગીરૂવા જ્ઞાનનાં હો સંતોરે,
ભાખેલ વચન ભગવાનનાં ગુણુવંતોરે;
અધ્યાયે ગીતાને તેરમે હો સંતોરે,
જનને ધન્ય તેમાં જે રમે ગુણુવંતોરે. ૧
વખાણુ[1] પોતાનાં પરીહરો હો સંતોરે,
નવ ઢુંગ[2] કરી પોતે ધરો ગુણુવંતોરે;
જાણી નવ હણુવા જંતુને[3] હો સંતોરે,
સેવો[4] સાચા ગુરૂ સંતને ગુણુવંતોરે. ૨
ભુખ તરસ સહનની[5] ભાવના હો સંતોરે,
એ સાધુ ચંદન બાવના ગુણુવંતોરે;

વાણી પણ સરવ સ્વભાવની[૬] હો સંતોરે,
રાખવી પવિત્રાઈ[૭] પાવની ગુણવંતોરે. ૩
વૈરાગે[૮] ધીરજ[૯] ધરીયે હો સંતોરે,
સમરણનો લક્ષ[૧૦] વધારીયે ગુણવંતોરે;
નિત સંત સમાગમ[૧૧] કીજીયે હો સંતોરે,
ઘરમાં પરૂણા[૧૨] થઇ રીજીયે ગુણવંતોરે. ૪
દુરીજનની સભાથી દુર[૧૩] રહો હો સંતોરે,
સત શાસ્ત્ર[૧૪] વિષે ભરપુર રહો ગુણવંતોરે;
હુંપદ નહિ[૧૫] કુળ મમતા[૧૬] નહિ હો સંતોરે,
તન[૧૭] વશ સુખ દુઃખ સમતા[૧૮] સહિ ગુણવંતોરે. ૫
ભવ દુઃખ સાંભળી ત્રાશીયે[૧૯] હો સંતોરે,
હું દેહ નહિ અવિનાશી[૨૦] એ ગુણવંતોરે;
વીશ લક્ષણ ભેગાં લીજીયે હો સંતોરે,
તો જ્ઞાન સુધારસ પીજીયે ગુણવંતોરે. ૬
એ જ્ઞાની ગોવિંદ રૂપે છે હો સંતોરે,
અત્યંતીક મોક્ષ અનુપ છે ગુણવંતોરે;
જગ મધ્યે દૈવત જાણીયું હો સંતોરે,
રૂષિરાજે જ્ઞાન વખાણીયું ગુણવંતોરે. ૭

( રાગ ધોળ—અખંડાનંદ વિષે. )

અતિ ઉત્તમ [1]આતમ જ્ઞાન, દશા જેને આવેરે;
મટે દેહતણું અભિમાન, ફરી નવ ફાવેરે. ૧
વળી સંત [2]સમાગમ નિત, રૂડો કરી જાણેરે;
છેલી [3]ભક્તિમાં પુરણ પ્રિત, મહા સુખ માણેરે. ૨
મન માંહી [4]સંતોષ સદાય, ભલી રીતે ભાવેરે;
એતો કદી ઉદાસી ન થાય, અક્ષય સુખ આવેરે. ૩
[5]ચાર લક્ષણમાં જેનું ચિત્ત, તેના તાપ ટળીગયારે;
એ તો ત્રણે ગુણેથી અતિત, મહા પદે મળીયારે. ૪
તજે આપોપું આઠે પહોર, અતિશે ઉમંગેરે;
હરવેળે હરિની હોર, રહે રૂડે રંગેરે. ૫
બાઇ ભાઈ કે રાગી વૈરાગી, વૃત્તિ વનવાસીરે:
લગની જેને આ રીતે લાગી, એને નિત કાશીરે. ૬
રૂષિરાજની સમજે રીત, મતામત મ્હેલીરે;
એના ઉપર પુરણ પ્રિત, બદ્રિપતિ બેલીરે. ૭

---

( રાગ ધોળ. )

સખી આજ સોનાનો સૂરજ શોભી રહ્યો,
સખી આજ હૈડાનો હરખ ન જાય કહ્યો. ૧
સખી આજ સોનાને કુલડે છાબ ભરો,

સખી આજ કેસર કંકુની ગાર કરો. ૨
સખી આજ તોરણ બંધાવો બારણીયે,
સખી આજ મંગળ ગીત ભલાં ભણીયે. ૩
સખી આજ મોતીડે મંગળ ચોક પુરો,
સખી આજ સુંઢાળો દેવલીયો સમરો. ૪
સખી આજ વગડાવો છત્રીસ વાજલીયાં,
સખી પુજાપે પાત્ર ભરો ભલીયાં. ૫
સખી આજ વ્હાલાના સ્હામાં વધામણીયાં,
સખી આજ ભાવતાં લીજીયે ભામણીયાં. ૬
સખી આજ સો દીવે સોનાની દીલવડી,
સખી આજ જીવો રૂપિરાજ જીભડલી. ૭

---

ધન્ય ભાગ્ય આનંદસાગર છોળે ચઢયો,
ધન્ય ભાગ્ય પાપીડાંને રૂદે ત્રાસ પડયો. ૧
ધન્ય ભાગ્ય સંત સભા જેને આંગણીયે,
ધન્ય ભાગ્ય પ્રેમનાં જળ આવે પાંખર્ણીયે. ૨
ધન્ય ભાગ્ય દુધલડે ધુઓ પાવલીયા,
ધન્ય ભાગ્ય વૈષ્ણુવને ઢોળો વાવલીયા. ૩
ધન્ય ભાગ્ય સંત ચરણુરજ શીશ ચઢી,
ધન્ય ભાગ્ય જોતામાં ભક્તિની જુક્તિ જડી. ૪
ધન્ય ભાગ્ય ગાતાવાતા આવે સંત ઘરે,
ધન્ય ભાગ્ય જય જય જય હરિ કૃષ્ણુ કરે. ૫
ધન્ય ભાગ્ય વાય ટાઢા શાન્તિના વાવલીયા,
ધન્ય ભાગ્ય ટાળે ચોરાના તાવલીયા. ૬

ધન્ય ભાગ્ય ધુન્ય મચી જેને બારણીયે,
ધન્ય ભાગ્ય જાયરે રૂષિરાજ તોરણીયે. ૭

રૂષિરાજ સંત સભા શુરવીર અતિ,
રૂષિરાજ ધીંગડ મલ્લ છે ધીર મતિ. ૧
રૂષિરાજ જરણાનાં ખડગ ભલાં ઝળકે,
રૂષિરાજ ધીરજ ઢાલડીયો ચળકે. ૨
રૂષિરાજ સંત બાણાવળી ખુબ બન્યા,
રૂષિરાજ બ્રહ્મવિદ્યા કેરા મંત્ર ભણ્યા. ૩
રૂષિરાજ ધુન્યની તોપ અવાજ ઉઠે,
રૂષિરાજ કળિજુગ વેગળો માથું કુટે. ૪
રૂષિરાજ માયા બિચારીના ભોગ મળ્યા,
રૂષિરાજ અવગુણ દેશ તજી ઉચળ્યા. ૫
રૂષિરાજ સંત સુરા મારા સામંત છે,
રૂષિરાજ રણજીત સર્વે સલામત છે. ૬
રૂષિરાજ શરણે આવે તેની સહાય કરે,
રૂષિરાજ હરામી વેગળાં હાય કરે. ૭



રંગરેલ રામ સભા ધન્ય રાતડલી,
રંગરેલ ધન્યરે ધન્ય આ વાતડલી. ૧
રંગરેલ મોતીડે વરસ્યારે મેવલીયા,
રંગરેલ દરશને આવોરે દેવલીયા. ૨
રંગરેલ રામ સભા મારે ખુબ રળે,
રંગરેલ મુક્તિ સદાવ્રત આંહી મળે. ૩

રંગરેલ અડસઠ તીરથ આંહી મળ્યાં,
રંગરેલ પરીયાનાં પુન્યતો આજ ફળ્યાં. ૪
રંગરેલ આનંદના આજ ઓઘ વળ્યા,
રંગરેલ આંગણે આવી મહંત મળ્યા. ૫
રંગરેલ હરખ ચમક ઉભરાય હૈયે,
રંગરેલ એક જીભે કેટલુંક કહીયે. ૬
રંગરેલ મલકે રૂષિરાજ મુખડલું,
રંગરેલ સદાય રહો આવું સુખડલું. ૭

( રાગ ધોળ–સાધુનાના ગુણ વિષે. )

નિર્મળ સુંદર સંતોનાં નેણું,
નિર્મળ વૈરાગનાં ભર્યાં વેણું;
મુરખ લોકડીયાં તણું મહેલાં,
તો સાંભળતાં થાય સુખીયાંરે. ૧
કૃષ્ણ રીઝાવણ પાવન કહેણી,
રામ રીઝાવણ સુંદર રહેણી;
સંશય શોકની ઉપર છીણી,
તો બ્રહ્મવિદ્યા કેરા ભુમીયારે. ૨
આપોપું ટાળી બાળી જગ આશ,
દયાળુ ગંભીર દાસના દાસ;
ત્રણ ગુણ પર અજબ તમાસા,
તો દેખે ત્રીવેણીની તીરમાંરે. ૩
વેદ અહોનીશ વ્હાલી,
ભક્તિ વિના પળ એક ન ખાલી;

મહા દશા આવી ગઈ મતવાલી,
તો ઓળખનારાજ ઓળખેરે. ૪
કદરજની પેરે હુંપદ કાપ્યું,
વૃજ વનિતા સમ વહાલોચું વ્યાપ્યું;
આત્મનિવેદન સરવસ આપ્યું;
તો બળરાય સરખા બની રહ્યારે. ૫
સાધુ અહોનીશ સાધન સાધે,
એક મને ભગવંત આરાધે;
વ્હાલપણું સતસંગમાં વાધે,
તો આનંદની છોળ ઉછળેરે. ૬
વિષયવાસના તો વૈરણ જાણે,
કામ ક્રોધ કેરો અંતજ આણે;
મોક્ષ પદારથ જીવતાં માણે,
તો રૂડા લાગે રૂષિરાજનેરે. ૭

ઇતિ મુક્તનું અંગ–પ્રકરણ ચોથું સમાપ્ત.

ઇતિશ્રી રૂષિરાજ કૃત બોધચિંતામણી સમાપ્ત.